[illegible] સમાચાર પત્રના ગ્રાહકોને ચાલુ વર્ષની [illegible]



# દીલ્હીની દેવી

યાને

# કળીયુગની મહાકાળી.




રચનાર તથા છપાવી પ્રસીદ્ધ કરનાર.

[illegible]શંકર જગજીવન દવે.

અધિપતિ તથા માલેક,

" કાઠીઆવાડ સમાચાર " પત્ર. અમદાવાદ.





આવૃત્તી ૧ લી — પ્રત ૧૦૦૦



સર્વ હક સ્વાધીન રાખ્યા છે.



અમદાવાદ-પાનકોરના નાકે મનહર પ્રીન્ટિંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપી.



સંવત ૧૯૬૮ — સને [illegible]

કાઠીઆવાડ સમાચારના ગ્રાહકોને ચાલુ વર્ષની ભેટ.

# દીલ્લીની દેવી

યાને

# કળીયુગની મહાકાળી.

રચનાર તથા છપાવી પ્રસીદ્ધ કરનાર.


રેવાશંકર જગજીવન દવે.

અધિપતિ તથા માલેક.

" કાઠીઆવાડ સમાચાર " પત્ર. અમદાવાદ.



આવૃતી ૧ લી                                    પ્રત ૧૦૦૦

અમદાવાદ—પાનકોરના નાકે મનહર પ્રીન્ટિંગ પ્રેસમાં

મોતીલાલ ગણુપતરામે છાપી.

સંવત ૧૯૬૮                                    સને ૧૯૧૨

કીંમત રૂ. ૧—૦—૦



રા૦ રા૦ નરશીદાસ નથુભાઇ વોરા.

મુખ્ય કારભારી ગાંફ અને ગાંગડ સ્ટેટ.

The Bombay Art Printing Works, Fort.

# અર્પણ પત્રિકા.

## પરમ સ્નેહી મીત્રવર્ય ! !

# રા. રા. નરશીદાસ નથુભાઇ વોરા.

## ગાંફ અને ગાંગડ સ્ટેટના મુખ્ય કારભારી સાહેબ.

આત્મ બંધુ !

આપનો અને મારો બાલ્યાવસ્થાથીજ સંબંધ જોડાયેલ છે. જન્મ પણ બંનેનો ઝાલાવાડના પાસ પાસેના નજીકના ગામડામાં થયેલો છે.

બાલ્યાવસ્થાની શરૂવાતથીજ આપનામાં કુદરતી ઉત્તમ શક્તિઓએ નીવાસ કરેલો હું જોઈ શકયો છું.

ધીરજ ધર્મ અને મીત્ર પ્રત્યેની પ્રેમાળ પ્રકૃતીએ મુળથીજ આપનામાં સ્થાઇ નિવાસ કરેલો છે. ખંત અને આગ્રહથી ઉત્સાહ ભરી રીતે સત્યતા અને પ્રમાણીકપણે આગળ વધતા જવાના આપના ઉત્તમ ગુણે કરીને આપે બજાણા, અને સાયલા સ્ટેટમાં ન્યાયાધીશની જોખમ ભરી નોકરી યશસ્વીપણે બજાવી, સાયલા સ્ટેટના મુખ્ય કારભારીનો હોદો પ્રાપ્ત કરી પ્રજા અને નામ. ઠાકોર સાહેબનો સંપુર્ણ પ્યાર સંપાદન કરેલો છે અને હજી પણ સાયલા સ્ટેટના ખાસ રાજ્ય હિતસ્વી રહી રાજ્યહિતના એક અગ્ર ગણી સલાહકાર લેખાયા છો. એ આપની સત્યતાનીજ નીશાની તાદ્રષ્ય દ્રષ્ટી ગોચર થાય છે.

મુંબાઇ અને અમદાવાદના સુપ્રસીદ્ધ જાણીતા જૈન આગેવાન મરહુમ શેઠશ્રી વીરચંદ દીપચંદ જે. પી. અને સી. આઇ. ઇ. જેવા પ્રમાણીક અને ધનવાન શેઠના મુખ્ય સલાહકાર તરીકે રહી, તેઓશ્રીના હાથથી જૈન કોમના કલ્યાણ માટે ઘણી યોજનાઓ કરાવી હતી.

હાલમાં આપ ગાંફ અને ગાંગડ સ્ટેટના મુખ્ય કારભારીના હોદ્દાપર રહી આપે કાયદા કાનુનમાં મેળવેલી પ્રવીણતા અને નીતિના ઉત્તમ સંસ્કારોને લેઇને રાજા પ્રજા ઉભયનો એક સરખો પ્યાર સદંતર નીભાવી રહ્યા છો એટલુંજ નહિ પણ ગુજરાત પ્રાંતના સમગ્ર તાલુકદારો જેમાં કાઠીયાવાડના કેટલાક મોટા રાજ્યો પણ ભેગા છે તેમની તરફથી સ્થાપાયેલી ગુજરાત તાલુકદાર્સ એસોસીએશનના ઉપપ્રમુખનો મોટો હોદ્દો આપને અપાયેલો જોઈ મને તથા આપના બીજા સ્નેહીઓને મગરૂર થવાનુ બન્યું છે.

ઘણાં મનુષ્યો પોતાના અભ્યુદય વખતે પોતાના બાળસ્નેહીઓને વીસારે છે. પણ આપ અભ્યુદયમાં પણ બાળ મીત્રોનું ભલું કરવા કદી પછાત રહેતા નથી એ જોઇ મને ઘણોજ આનંદ પ્રાપ્ત થાય છે.

છેલ્લે આપની નીર્મળ વૃત્તી અને મારા પ્રત્યેનો બાળસ્નેહ સદા એક સરખો નીભાવી રાખેલો જોઈ આ લઘુ પુસ્તક આપના ફોટા સાથે પુર્ણ પ્રેમથી અર્પણ કરી મારૂં કર્તવ્ય હું અદા કરૂં છું.
તા. ૧૦-૧૦-૧૨ ઇસ્વી.

શુભેચ્છક મીત્ર

**રેવાશંકર જગજીવન દવે.**

**અધીપતી "કાઠીઆવાડ સમાચાર"**

**અમદાવાદ.**

# ઈનામનાં ૪૦ મોતી

**પેટંટ રોસકોફ SYSTEME રેલવે રેગ્યુલેટર**




ખીસ્સામાં રાખવાનું જગત્ પ્રસીધ ઘડીયાળ છે. આ ઘડીયાળ ૧૭ લાઇનિ ઓપન ફેસમેટલની કેશમાં મજબુત સાંચા કામથી બનાવેલું છે. ગમે તેવા રફયુઝમાં પણ બંધ પડતું નથી. એક વખત ચાવી આપવાથી ૩૦ કલાક બરાબર ચાલે છે. બીલકુલ સ્લો-ફાસ્ટ જતું નથી. તેની ત્રણ વરસની ગેરંટી મળે છે. કીંમત રૂ. ૨-૧૫-૦ વી. પી. પોસ્ટેજ રૂ. ૦-૬-૦ વધારે. આ ઘડીઆળ ખરીદ કરનારને ઘડીયાળને કામમાં આવે તેવી કાચ, કાંટા, બાલ, કમાન, કોથળી, પેટી, હીરાનીવીંટી, પથરનાં રંગીન ચસચા વીગેરે દરરોજના વપરાસની ૪૦ ચીજોનો લુમખો ભેટ આપવામાં આવે છે. ઈનામની ચીજોની સંપુરણ યાદી તથા પ્રાઇસ લીસ્ટને માટે અરજ કરો.

## ધી માસ્તર વૉચ કંપની.

**નં. ૩ મસજીદ પુલની સામે—મુંબઈ**

---

**ઘણીજ થોડી નકલો સીલ્લકે છે માટે જલદી મંગાવો !**

## માનસ પ્રયોગ યાને મેસમેરીઝમ.

આ પુસ્તક ઉપરથી મનુષ્યો વિધેય ઉપર અનેક તરેહના અખતરાઓ કરી શકે છે. માર્જન કરી વગર દવાએ દર્દીઓના અનેક રોગોને કાઢી શકાય છે. ત્રાટક સબંધી સંપુર્ણ હેવાલ આ પુસ્તકમાં લખવામાં આવેલ છે. જે ઉપરથી વિધાયક થવા ઇચ્છા રાખનાર માણસ પોતાના આશ્રમમાં રહી પોતાનું ત્રાટક બળ વધારી શકે છે આ ગ્રંથ દરેક માણસો પોતાના ઘરમાં રાખવા લાયક છે કીંમત ફક્ત ૦-૮-૦ પોસ્ટેજ જુદું લખો:—**કાઠીઆવાડ સમાચાર ઓફીસ.**

અમદાવાદ.

# અખુટ

## કૌવત આપનારી

## આતંકનિગ્રહ ગોળીઓ

કિંમત ગોળી ૩૨ની ડબી ૧ નો રૂ. ૧

વૈદ્ય શાસ્ત્રી

મણિશંકર ગોવિંદજી

જામનગર

કાઠીઆવાડ.

શકિતને માટે વર્ષો થયા એકે અવાજે વખણાતી

## અદ્ભુત ચમત્કારવાળી

# મદન મંજરી ગોળીઓ.

શરીરમાં લોહી તથા વીર્યનો પુરતો જથો પેદા કરી આખા શરીરને અપુર્વ તાકાત આપે છે. ધાતુ વિકારના તમામ રોગો નાબુદ કરવા માટે, નબળાં પડી ગયેલા જ્ઞાન તંતુઓને મજબુત કરવા માટે ઢીલી પડી ગએલી નસોને તંગ બનાવવા માટે ગુમ થએલ મરદાઈ તત્વ પાછું મેળવી આપવા માટે અને અકાળે પ્રાપ્ત થએલ બુઢાપણાનો વિચિત્ર રીતે નાશ કરવા માટે આ મદન મંજરી ગોળીઓ એક બીનહરીફ ઇલાજ છે.

વળી કળતર, વાંસાનું ફાટવું, ચહેરાનું ફીકુ પડી જવું, મગજનું ખાલી પડી જવું, બેચેની, હાથ પગનો દાહ, યાદ દાસ્તનું કમી થવું; પેસાબ અને સ્વપ્નામાં ધાતુનું જવું વીગેરે અનેક રોગોને નાબુદ કરી, પાચન શકિત સુધારી, દસ્ત સાફ લાવી ખુશનુમાં તનદુરસ્તી બક્ષે છે કી૦ ગોળી ૪૦ નો રૂ૦ ૧

## શકિતને માટે લેપ=નપુંસક ત્વારી ઘૃત.

આ ઘૃતના લેપથી હસ્તકર્મ તેમજ બચપણમાં અજ્ઞાનતાને લીધે કરેલ બીજા અનેક કુકર્મોથી થએલ પૂરૂષના ગૂપ્ત ભાગની શીથીલતા, વક્રતા, નસોની કમજોરી ઇત્યાદી તમામ નપૂસકત્વ દોષ દુર થઇ પરિપુર્ણ શકિત પ્રાપ્ત થાય છે કી૦ તોલા ૨ નો રૂ૦ ૧

**ખાત્રી માટે થોડા અભીપ્રાયો વાંચો.** ☛

૧ આપની મદન મંજરી ગોળીઓએ ધાર્યા કરતાં પણ અધીક ફાયદો મને દેખાડી આપ્યો છે, તે માટે હું આપનો અત્યંત આભારી છું.

**માણેકશાહ હોરમસજી વલસાડા, શાંગહાય—ચાયના**

૨ આપની મદન મંજરી ગોળીઓ માટે હું આપનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું તે ગોળીઓએ મને ઘણો ફાયદો કરી આપ્યો છે.

**ઇઝીકુલ મોઝીઝ, ઓરડન્સ ડીપાર્ટમેંટ**
**એડન—અરેબીઆ,**

૩ કૌવત અને શકિત આપનારી બધી દવાઓમાં આપની મદન મંજરી ગોળીઓ સર્વોતમ છે.

**જી. કે. આલ્ટેકર, નવસારી—સુરત.**

૪ આપના નપુસકત્વારી ઘૃતે મને ઘણોજ ફાયદો કર્યો છે ફરી પણ એક ડબી મોકલી આપશોજી.

**બાલ નારાયણ લાલ ટીચર, બોઅર પ્રાયમરી સ્કુલ.**
**મુ. ફતેહપુર—નાયા.**

## રાજવૈદ—નારાયણજી કેશવજી.

માલીક—આયુર્વેદોદય ઔષધાલય જામનગર—કાઠીઆવાડ.
બ્રેંચ નં. ૨૮૬ કાલબાદેવી રોડ—મુંબઇ.

# ઔદીચ્યોનો ઇતિહાસ.

આ પુસ્તક દળદાર પાકા પુંઠાનું છે. જેની અંદર ઔદીચ્યો ગુજરાતમાં આવ્યા તેમની પડેલ સંવા, અટક, ગોત્ર. પ્રવર, શાખા, વીગેરે યથાસ્થીત હેવાલ દર્શાવવામાં આવ્યો છે. ઔદીચ્ય સહસ્ત્ર, ઔદીચ્ય ટોળક, શીહોર સંપ્રદાય, ખરેડી, ગઢીયા સંવા પડવાનું કારણ પણ આ ગ્રંથમાં દર્શાવવામાં આવ્યું છે જેથી દરેક ઔદીચ્ય બ્રાહ્મણોને આ ગ્રંથ ઘરમાં રાખવા જેવો છે. જેની કીંમત ફકત રૂ. ૧—૦—૦ રાખવામાં આવેલ છે. ટપાલ ખર્ચ જુદુ સમજવું.

પરંતુ જેઓ " કાઠીઆવાડ સમાચાર " પત્રના ગ્રાહક હશે અને ગ્રાહક નંબર લખી જણાવી મંગાવશે તેની પાસેથી ફકત રૂ. ૦—૧૦—૦ ટપાલ ખર્ચ સાથે લઈ મોકલવામાં આવશે.

**રેવાશંકર જગજીવન દવે.**
**અધીપતી તથા માલેક.**
" કાઠીઆવાડ સમાચાર " પત્ર અમદાવાદ

# કાઠીઆવાડ સમાચાર પત્રના ગ્રાહકોને

# અરધી કીંમતે ખાસ લાભ.

**મુળ કિંમત રૂ. ૬ ઘટાડેલી કિંમત રૂ. ૩ ટપાલ ખર્ચ જુદું.**



આ ચીત્રમાં બતાવ્યા પ્રમાણે સેકન્ડ કાંટા-વાળું **જેન્ટલમેન વૉચનો** નવો માલ આવેલો હોઇ આ પત્રના ગ્રાહકો લાભ લે તે માટે થોડા વખત માટે રૂ: ૩ા થી ટપાલ ખર્ચ સાથે આપવામાં આવશે.

આ નકલી ચાંદીનું ઘડીયાળ મજબુત અને ટકાઉ છે. ચાલવામાં એક સેકન્ડનો ફેર પડી શકતો નથી. તેમજ લાંબો વખત સુધી બગડી જવાનો સંભવ. નથી આ ઘડીયાળને એક વખત ચાવી આપવાથી ૩૬ કલાક સુધી ચાવી આપવાની જરૂર રહેતી નથી. તેની ગેરંટી ૧૦ વર્ષની આપવામાં આવે છે. આ ઘડીયાળો ઘોડે સ્વારીથી તથા ગાડીમાં અથડાવાથી બંધ પડવા વગર વરસો સુધી ચાલે છે. અને તેથીજ જાહેર પ્રજા અને કામદાર લોકોમાં ઘણા વેચાય છે આ વૉચીસોની ગેરંટી વરસ ૧૦ ની આપવામાં આવે છે આ સીવાયના હલકા પણ સારી ક્વોલીટીનાં વૉચ નં. ૧ રૂ. ૩ા નં. ૨ રૂ. ૪ અને નં. ૩ રૂ. ૫ ના ભાવે મળશે અમારે ત્યાં નાના તથા મોટાં બેઠકનાં અને ભીત ઉપર ટાંગવાનાં ઘડીયાળો રૂ. ૫ થી ૭૫ સુધીનાં તથા સોનાના અને રૂપાનાં ઘડીયાળો ટાઇમપીસો તથા છેડા વીગેરે દરેક માલ કીફાયત ભાવથી મળશે બહારગામના ઓર્ડરો વી. પી. થી જોઈ તપાસીને મોકલવામાં આવશે ચીત્ર સાથનું પ્રાઇસ લીષ્ટ રૂ. ૦-૦-૬ ની ટીકીટ મોકલવાથી મુફત મોકલી અપાશે.

## નીચેના સરટીફીકેટો વાંચો.

**જામ ખંભાળીયાથી જોશી નરભેશંકર ભીમજી** લખે છે કે તમોએ અગાઉ જે **જેન્ટલમેન વૉચ** મોકલ્યું હતું તેવું બીજું એક તરત મોકલાવશો. તેનું સાંચાકામ મજબુત છે તેમજ બહારનો દેખાવ પણ સુંદર છે ટાઇમ પણ બરાબર આપે છે. તા. ૨૪-૪-૧૨

ગવરીશંકર અજેરામ જોશી વડોદરાથી જણાવે છે કે અગાઉ જે તમોએ જેન્ટલમેન વૉચ મોકલ્યું હતું તે વાપરવામાં સારૂ છે, સાંચા કામ પણ મજબુત છે. તા. ૧૨-૫-૧૨

**લખો:—રાઇઝ એજનસી.**

**નં. ૪૬ પોર્ચ્યુગીઝ સ્ટ્રીટ કાલબાદેવી મુંબાઇ.**

# પ્રસ્તાવના.

વ્હાલા વાંચક ગણો ! બ્રીટીશ "રામરાજ્ય" ના પ્રતાપવડે સરસ્વતી દેવીનો પુનરોદ્ધાર થવાથી, પ્રજામાં દિનપ્રતીદિન વાંચન શોખ વધી પડયો છે. વીદ્વાનો પણ કમર કશી પ્રજા સનમુખ નવું નવું શીક્ષણ ધરવા પોતાની કલમો કસવા લાગ્યા છે. જેમાં ઘણા વિદ્વાનો તો મનસ્વી કલ્પનાનાં નૉવેલો રચી પ્રજાને સુબોધવા અથાગ શ્રમ કરી રહ્યા છે જે રસલંકારથી ભરપુર હોવાથી પ્રજાને પ્રીય થાય છે એમાં તો ના કહી શકાય તેમ નથી. પરંતુ, કલ્પીત તે કલ્પીત એમ અમારી તો માન્યતા છે.

આ ભરતભુમી અનાદી છે. જેમાં શુરવીર અને બહાદુર ગણાતી રજપુત કોમે યુગોના યુગો સુધી અમલ બજાવી પોતાનું ગૌરવ જાળવ્યું છે. એ કોમમાં ઘણા રાજ્ય કર્તા અને રાજબાળાઓએ મહાન પરાક્રમ કરી પોતાની કોમ અને ભુમીને દીપાવી છે. હાલના કવીઓ કલ્પીત નૉવેલો લખવા કરતાં તેવાઓનાં ચરીત્ર લખવા ધારે તો તેમને અસંખ્ય મળી શકે તેમ છે. રજપુતોના ચરીત્ર એ હિંદમાં સાહિત્યનું જબરૂ સાધન ભંડાર રૂપ છે. પરંતુ હાલના કવીઓનો ઘણો ભાગ અને નાટયકારો ભરતખંડના શુરવીર રજપુતોનાં ચરીત્ર છોડી પોતાની મનસ્વી કલ્પના પ્રમાણે નૉવેલ અને નાટકો રચે છે. તેઓને આમ કરવાનું કારણ જુના સાહિત્યના ભંડાર રૂપ ગણાતા ભાટ, ચારણોનો તેમને સહવાસ ઘણોજ થોડો હોવો જોઇએ. જેથીજ તેઓ મનસ્વી કલ્પનાના નૉવેલો અને નાટકો રચતા હશે ! જેઓને ભાટ ચારણોનો સંબંધ છે તેવા કવી અને વિદ્વાનો, કદી ઇતિહાસીક સત્ય બીના આર્ય શુરવીરોની છોડી પોતાની મનસ્વી કલ્પનાએ કલ્પીત નૉવેલો કદી રચશે નહીં.

અમો તો કહીશુંજ કે જુદી કલ્પનાના નૉવેલો રચી આર્ય ભાઇઓને શીક્ષણ આપવું, અથવા અન્ય દેશના શુરવીરોનાં ચરીત્રો લખી જ્ઞાન આપવું, તે કરતાં ભરતખંડનો પ્રાચીન ઇતીહાસ સાંભળી તે ઉપર પોતાની કલ્પના શકિત ચલાવી તેવા ગ્રંથો લખવા ઉપર વીદ્વાનો રૂચી કરે તો તેથી તેમનું કર્તવ્ય સફળ થયું ગણાય. શાથી કે તેથીજ હાલની પ્રજા હિંદની પ્રાચીન સ્થિતી રીતીનું જ્ઞાન મેળવી શકે.

એજ ઉદ્દેશને અનુસરી "દીલ્હીની દેવી યાને કલીયુગની મહાકાળી." એ મથાળાથી આ નૉવેલ રચવામાં આવ્યુંછે.

હાલની દીલ્હીનું પૂર્વ નામ હસ્તીનાપુર હતું. જ્યાં ચંદ્રવંશી અનેક મહાન રાજકર્તાઓ થઇ ગયા છે જેના ઇતીહાસીક દાખલા માટે મહાભારત રૂપી નૉવેલ ગ્રંથ આપણને સાબીતી આપે છે. કળીયુગની શરૂવાતમાં હસ્તીનાપુરમાં પાંડવ કૌરવોનું રાજ્ય હતું. પાંડવો દ્રૌપદીને પરણ્યા હતા તેજ દ્રૌપદી કલહ રૂપનું બીયું થઇ કૌરવ પાંડવોને અંદર અંદર વીગ્રહ થયો. જે વીગ્રહે કુરૂક્ષેત્રની લડાઇમાં હિંદના અસંખ્ય રજપુત યોદ્ધાઓનો ઘાણ વાળ્યો. હિંદની સઘળી રજપુત કોમ જડામુળથી નાશ પામી. નીમીત ખપ્પર યોગણી તરીકે દ્રૌપદીને શીર ચડયું જેથી અમે રજપુત વંશનો લય કરનાર આ મહાકાળીને કળીયુગની પહેલી દ્રૌપદી લેખીયે છીયે.

કુરૂક્ષેત્રના યુદ્ધ પછી છુટા છવાયા નાના નાના રાજપુત્રો બચ્યા તેઓની વંશ વૃદ્ધી સન અગ્યારના સૈકા સુધીમાં હિંદમાં ચીકાર ભરાઇ એ અરશામાં પડેલ ટોટાની ખાદ પુરી થવા આવી. દરમીયાન હસ્તીનાપુર હાલની દીલ્હીમાં, દીલ્હીના છેલા રજપુત રાજા તરીકે પ્રથીરાજ ચહુવાણને મોસાળ પક્ષની ગાદી મળી દીલ્હીનું રાજ્ય તેણે દીપાવ્યું. રજપુતોની જાહોજલાલી પૂર્વેના રજપુતો જેવીજ લેખાવા લાગી.

પણ અફસોસ ! ! પુનઃ ભરતખંડના રજપુતોની કમદશાની સાડસતી તેમના શીરપર લોઢાના પાયાથી બેઠી. આ વખતમાં કનોજમાં જયચંદ રાઠોડ જેને લોકો દળપાંગળ રાજાની ઉપમા એ વખતે આપતા હતા. તે જયચંદનું રાજ્ય ત્યાં હતું. દીલ્હીમાં પ્રથીરાજ અને કનોજમાં જયચંદ એ બે સગામાસીના દીકરા હતા. રજપુતોની પડતી દશાના ચિન્હનો ઉદય થતાં જયચંદને ત્યાં સંયોગતા નામે પુત્રીનો જન્મ થયો જેને અમો દીલ્હીની છેલી દેવી યાને કલયુગની બીજી મહાકાળી નામ આપીયે છીયે. કે જે સંયોગતાનું હરણ કરી પરણતાં અસંખ્ય કનોજ અને દીલ્હીના રજપુતો મરાયા. પ્રથીરાજ સંયોગતાનું હરણ કરી રાણી તરીકે દીલ્હી લાવ્યો. ત્યાં તેના મોજવીલાસમાં પડયો. રાજ્યની અવ્યવસ્થા થઇ. ગીજનીથી શાહબુદ્દીનગોરી પંજાબ રસ્તે દીલ્લી આવ્યો. પ્રથીરાજ અને શાહબુદ્દીનનું દારૂણ યુદ્ધ થયું. છેવટ પ્રથીરાજ હાર્યો, અને કેદ પકડાયો. દીલ્લીના રજપુત

રાજ્યનો અંત આવ્યો. શાહબુદીને દીલી શહેરમાં પોતાની આણ ફે-રવી. દીલ્લીમાં મુસલમાન રાજ્યની સ્થાપના થઈ વીગેરે હકીકત સ-વીસ્તર આ ગ્રંથમાં સંપુર્ણ રીતે વર્ણવેલી છે.

આ નૉવેલ બહાર પાડવાનું કારણ અમારા કાઠીયાવાડ સમા-ચાર અઠવાડીક પત્રમાં સને ૧૯૦૭ ની સાલમાં વારતા રૂપે આ નૉવેલ લખાતું હતું. તેથી અમારા ગ્રાહકોએ એ નૉવેલને રૂપે બુક બહાર પાડવા માગણી કરવાથી આ સાલ અમારા પેપરના ગ્રાહકોને આ નોવેલ ભેટ તરીકે આપવા સારૂજ અમે બહાર પાડ્યુંછે.

તા. ૧૫-૯-૧૨ } રેવાશંકર જગજીવન દવે.
અમદાવાદ. } અધીપતિ તથા માલેક કાઠીયાવાડ સમાચાર.



# દીલ્હીની દેવી

## યાને

# કલીયુગની મહાકાળી.

## પ્રકરણ ૧ લું.

### સંયોગતા અને તેની દાશી દાહોમી.



જેને આપણે દીલ્લીની છેલી દેવી અથવા કલીયુગની બીજી મહાકાળી ગણીયે છીયે તેનું નામ સંયોગતા છે અને તે કનોજ મહારાજ જયચંદ રાઠોડની એકની એક લાડવાઇ કુંવરી છે. જે કુંવરી અનેક વીદ્યા અને ચતુરાઇમાં ભરપુર છે. રૂપ અને ગુણનો ભંડાર છે. જેના રૂપની ખ્યાતી સાંભળી અનેક રાજા મહારાજાઓએ જયચંદના દરબારમાં માગાં મોકલ્યાં હતાં પરંતુ જયચંદે કોઇનું માગું સ્વિકાર્યું નહોતું તે રાજ્ય અને લશ્કરી બળમાં મદાંધ બની ગયો હતો. લોકો તેને દળપાંગળ રાજા તરીકે ઓળખતા હતા આખા ભરતખંડમાં જયચંદની હાક વાગી રહી હતી. પોતે મહાન શુરવીર યોદ્ધો હતો.

પોતાના રાજ્યમદમાં પૂર્વેના રામ અને યુધીષ્ટરની માફક રાજ્યસુયજ્ઞ કરવાની તેની ઇચ્છા થઇ આ કીર્તી લોભ સારૂ રાજ્યસુયજ્ઞની તૈયારી કરી હતી અને તે સાથે પોતાની કુંવરી સંયોગતાને ઇચ્છાવર વરવા સ્વયંવરની પણ તૈયારી કરી હતી. જેથીજ તેણે કોઇનાં સગપણનાં માગાં સ્વીકાર્યાં નહોતાં.

જયચંદ માહારાજની વ્હાલી કુંવરી સયોગતા એક સુવર્ણની પુતળી સમાન હતી તે પોતાના મહેલની અંદર પોતાની વીશ્વાસુ દાસી દાહોમી સાથે એક સમયે વાર્તાલાપમાં વીંટાઇ હતી. અને દાસી સાથે નીચે પ્રમાણે વાત ચીત કરતી હતી.

વ્હાલી દાસી દાહોમી ? ! પીતાશ્રી જયચંદ માહારાજ મારા સ્વયંવરની સંપુર્ણ તૈયારી કરી રહ્યા છે. અને તે મારા સ્વયંવરમાં ભરતખંડના દરેક નાના મોટા રાજાઓ આવે તેના સારૂ સાથેજ પોતાની મુરાદબર લાવવા સારૂ રાજસુયજ્ઞની પણ ગોઠવણ કરી રાખી છે. જેમાં મીજમાન તરીકે મોટી મોટી આશાઓ ધરી ઘણા રાજકુંવરો અને રાજાઓ કનોજ શહેરમાં આવવા લાગ્યા છે. જેઓ સઘળાઓ આવી ગયા પછી મારાથી સ્વયંવરના રંગમંડપની રચના નીહાળી નીહાળીને જોઇ શકાશે નહીં. માટે સખી ! ! મારી ઇચ્છા અત્યારેજ પાંચ દાશીઓને લઇ સ્વયંવર મંડપ નીહાળવાની થઇ છે. માટે ચાલ જઇયે !!

બ્હેન ! ! બહુ સારૂં ? ચાલો જઇએ અને પીતાશ્રીનો રચેલો સભા મંડપ જોઇયે ! નમુનેદાર રચના નીરખીયે ! અને લોચનને આનંદ આપીયે ! સંયોગતાનો હુકમ મળતાં. બીજી પણ પાંચ દાસીઓ હાજર થઇ એટલે સઘળીઓ સભા મંડપ જોવા આવ્યાં, આમ તેમ ફરી મંડપ રચના નીહાળી હર્ષીત થયાં. અને સંયોગતા બોલી સખીઓ પીતાશ્રીની મારા પ્રત્યે કેવી પ્રેમ ભાવના છે, લાખોનું ખર્ચ સ્વયંવરની રચનામાં કર્યુ છે.

દાહોમી—બા ! તમારા પીતા ભરતખંડના એક શીરોમણી રાજા ધીરાજ છે. પોતાની આજ્ઞા ( હુકમ ) માન્ય કરાવવા સાથેજ રાજ્યસુયજ્ઞની રચના પણ રચી છે કે "એક પંથ દો કાજ" એવી યુક્તી કરી છે.

દાશી ! રાજ્યસુયજ્ઞમાં શું દરેક નાના મોટા રાજા અને રાજકુમારો આવતા હશે ?

હા, બાઇ ! તમામ આવે જે રાજાને :ભરતખંડનું ચક્રવર્તી રાજ્યપદ ધારણ કરવું હોય ત્યારેજ તે રાજા, રાજસુયજ્ઞનો આરંભ કરે છે. અને તે યજ્ઞમાં જે નૃપતી ન આવે તેની સાથે લડી, તેને તાબે કરી, રાજસુયજ્ઞમાં હાજર કરાય છે. હાલમાં તમારા પીતાશ્રી રાઠોડ જયચંદ માહારાજ ભરતખંડમાં દળપાંગળ ( ઘણા લસ્કરવાળા ) લેખાય છે. તેમના બળ અને રાજસમૃદ્ધી આગળ એવો કોઇ બળવાન રાજા નથી. કે તે જયચંદ માહારાજના હુકમનો અનાદર કરી ચરણમાં આવી ન નમે.

જા ? જા ? 'દાશી, એવું જુઠું શા માટે બોલે છે. આજનો સમય રામ, અને યુધીષ્ટર માફકનો નથી કે બધા રાજા આવી હાજર થાય. કલયુગમાં રાજસુયજ્ઞ કરવો વર્જીત છે. એમ ભાગવતમાં લખેલું છે મારા પીતાશ્રીએ આ યજ્ઞનો આરંભ કરવામાં મોટી ભુલ કરી છે. " શેરને માથે સવાશેર તો હોયજ. " માટે કોઇ રાજા હાલમાં કદી એવો પણ નીકળે અને પીતાશ્રીની આજ્ઞાનો ભંગ કરે ? તો પછી મારા પીતા શું તેની સાથે લડી તેનું રાજ્ય પડાવી લેશે ?

હા ! બેન ! ! હું એક વખત આપની પાસે બોલી ગઈ છું કે જયચંદ માહારાજની બરોબરી હાલમાં કોઈ રજપુત રાજ્ય કરનાર નથી કદી કોઇ તમારા પીતાના હુકમનું અપમાન કરશે ને હાજર નહી થાય તો યજ્ઞ પુરો કર્યા પછી તેને શીક્ષાએ માહારાજા પોચાડશેજ બહેન ! દાહોમી ? રાજસુયજ્ઞની ધર્મ શાસ્ત્રમાં મના છતાં. શાસ્ત્ર મર્યાદા લોપવી એ માહારાજાનું કામ નથી. શાથી કે ધર્મ શાસ્ત્ર, અને ગૌ બ્રાહ્મણના પ્રત્તીપાળક પીતાશ્રી છે. હુ તો માનું છું કે બાપુએ ખોટો ગર્વ કર્યો ગણાય!

બા ! ! એમાં ગર્વ માનો કે ન માનો ? પણ એ નીમીત અનેક રાજા અને રાજકુંમારો અહીં આવશે જેઓ રૂપ ગુણ સમૃદ્ધી યુક્ત તમારી દ્રષ્ટીમાં પડશે. જેમાંથી તમને યોગ્ય લાગે તેને પસંદ કરી ઇચ્છાવર વરજો ! અને વરમાળ આરોપજો !

હા, દાહોમી ! એ વાત તો તારી સાચી છે. શાથી કે માત પીતા કન્યાનો સબંધ પોતાની ઈચ્છા મુજબ " લાકડે માંકડું વળગાડે " તે કરતાં દીકરી પોતે ઇચ્છાવર વરી તેને વરમાળ આરોપે એ પ્રાચીનનો રીવાજ ઘણો સારો છે. એમ થયેલ જોડુંજ સંસાર લહાવ લે છે અને સુખ શાતામાં જીંદગી વ્યતીત કરે છે. માટે બહેન દાહોમી ! હું તને ભલામણ કરૂ છું. તું મને પ્રાણથી પણ અધીક વહાલી છું. હું કદી તે વખતે પરીક્ષા કરવામાં ભુલ થાપ ખાઉં તો મને ચેતાવજે ? બહુ સારૂં બા ? આપ કેવા પતીને પસંદ કરશો. તેતો જરા જણાવો ?

બહેન ! શુદ્ધ રાજબાળા કાંઇ રૂપ ગુણયુકત રાજાને પસંદ કરતી નથી. તે ચેરાના મોહમાં લોભાતી નથી. એકલા લોહીમાં ગદા મદા બનેલાને પસંદ કરતી નથી. " રૂપમાં તો ઇંદ્રવાયણું ફળ "

દેખાવડું છે. પણ સ્પર્શથી (ખાવાથી) પ્રાણ હરે છે. મારા વીદ્યા ગુરૂએ કહ્યું છે કે.

રૂપ ઉપર મોહોવું નહીં, જોવા તેના ગુણ;
ઇંદ્રવારૂણું ઓપતું, ખાતાં બહુ અવગુણ.

બહેન ! આ દોહરો મેં ખચીત ગોખી રાખ્યો છે. માટે આ દોહરાનો ઉપયોગ હું સ્વયંવર વખતેજ કરીશ. રૂપાળા રાજકુંવર હોય પણ શૌર્યમાં કાયરતા જણાવતા હોય તો તેવા રાજકુંવરનું પાણી ગ્રહણ કરવું નકામું છે. જે રાજ્યપુત્ર શુરવીર, અનેક લડાઇઓમાં વીજ્યતા મેળવેલી રણસંગ્રામમાં સીંહગર્જના કરી વીજયવાવટો ફરકાવી સ્વભુમીમાં હર્ષાનંદ પામી આવ્યો હોય તેવા રાજકુંવરનેજ હું પરણવાનીછું. માટેજ તને ભુલથાપ ન ખાવા ખાસ ભલામણ કરૂંછું. મારે રૂપ કે ચહેરા મોહોરાની જરૂર નથી પણ બળવાન રાજપુત્રનીજ જરૂર છે.

બાઇ ! આપે મને કહેવાની જરૂર નથી, શાથી કે " જીભને દાંતની ભલામણ નજ કરવી પડે " દાંત, આપેજ જીભનો બચાવ કરે છે. હું તે કામનીજ ચીવટ રાખીશ. અને આપની ઇચ્છાનુસાર લાયક વર હશે તેનીજ તમને સલાહ આપીશ. બાઇ ! નચીંત રહો ? શાબાશ ! વારૂ ! ચાલો હવે સ્વયંવરનો મંડપ જોઇ રહ્યાં તો રાજસુયજ્ઞનો મંડપ નીહાળીયે ? પછી કાલથી વખત નહીં મળે ભલે ? બા ? ? જેવી આપની ઇચ્છા, એમ કહી દાસીઓ સાથે સંયોગતા રાજસુયજ્ઞના મંડપમાં આવી, મંડપમાં પેસતાંજ, એ સુવર્ણનું પુતળું કે જેના હાથમાં સુવર્ણની મશાલ ઝલાવી હતી. તે પુતળું જોયું. આ પુતળા ઉપર " દીલ્લીનો પ્રથીરાજ ચહુવાણ " એવો લેખ મોટા અક્ષરે લખેલો ટાંગ્યો હતો. તથા તેની સામે એક બીજું રૂપાનું પુતળું ઉભુ કરેલું જોયું, આ પુતળાના હાથમાં ચમર હતું. તેને મથાળે " ચીતોડનો સમરસીંહ રાણો " એવો લેખ ટાંગેલો હતો.

સંયોગતાએ પ્રથમ સમરસીંહના પુતળા પાસે જઈ તેને થોડી વારનીહાળી પછી તુરત પ્રથીરાજના પુતળા પાસે આવી અને તેને ધારી ધારીને જોવા લાગી. છેવટ બોલી ? દાહોમી ! ! આ પુતળાને મ-

થાશે આવો લેખ ટાંગવાનું પીતાશ્રીને શું કારણ હશે ? દાહોમી બોલી, બા ! શું કારણ તે હું કહુછું, સોનાનું પુતળું દીલ્લી મહારાજ પ્રથીરાજનું છે, રૂપાનું ઉદેપુરના રાણા સમરસીંહનું છે. સમરસીંહ પ્રથીરાજના બનેવી થાય છે, તમારા પીતા જયચંદ મહારાજ રજપુતોના છત્રીશ કુળમાં ચક્રવર્તી રાજા તરીકે મહાનપદ ભોગવવા ઇચ્છા રાખે છે. અને તે ઘણે અંશે સત્ય છે. શાથી કે તેમના જેહેવો બળવાન હાલમાં કોઈ બીજો રાજા નથી. કેમકે દળપાંગળ રાજા લેખાય છે.

બહેન ! ! દળપાંગળનો અરથ શું ? તે તું સમજાવ ? બા ? જેમ પાંડવો આગળ અઢાર ક્ષોણી દળ હતું. તેમ તમારા પીતા જયચંદ માહારાજ આગળ હાલમાં અસંખ્ય ઘોડા, હાથી, મ્યાના પાલખી રથ વગેરે અનેક સંખ્યાવાળું લશ્કર છે. જેનો વીસ્તાર એટલો બધો છે કે એક મજલથી બીજે મજલ કુચ કરવી હોય, ત્યારે લશ્કરનો આગળનો ભાગ સામે મેલાણ પહોંચે તો પણ તમારા પીતા તો પ્રથમનાજ મેલાણમાં બેઠા હોય આટલું મોટું આપણા મહારાજાનું લશ્કર છે. જે લશ્કરી બળના પ્રભાવે રાઠોડ મહારાજે આખા ભરતખંડના નાના મોટા તમામ રાજા મહારાજાને જીતી પોતાના ચરણમાં નમાવ્યા છે. અને ભેટ, સોગાદ ધરી ખંડણી આપે છે.

એવા બાહાદુર માહારાજા આપના પીતા છે. અને આપ તેના પુત્રી છો. હાલમાં તેમણે જે રાજસુયજ્ઞ આરંભ્યો છે. તે ફક્ત પોતાનો દીગવીજ્ય થયેલો જોવા માટેજ છે કે કયો રાજા મારી સત્તા માનતો નથી !

તમે જાણો છો કે રાજસુયજ્ઞ વખતે યજ્ઞનું તમામ કામકાજ રાજા અને રાજપુત્રોજ જાતે કરે છે. રજપુત શીવાય, અન્ય કોમથી રાજસુયજ્ઞની ક્રીયામાં ભાગ લેવાયજ નહીં દીવી ઝાલનાર હજામનું અને ઝાડુ વાળનાર ભંગી સુધીનું કામ કરનાર પણ રાજા કે રાજ પુત્રજ યજ્ઞમાં હોવો જોઇયે.

હાલમાં આ યજ્ઞમાં તમામ નાના મોટા રાજા અને રાજકુંવરો હાજર થઇ, તમારા પીતાશ્રીની આજ્ઞા મુજબ કામ કાજ કરવા કબુલ થયા છે. પરંતુ આ બે પુતળા વાળા. એટલે દીલ્હીના રાજા પ્રથીરાજ ચહુવાણ અને ઉદેપુરના રાણા સમરસીંહ માહારાજે તમારા પીતાના

હુકમનો અનાદર કર્યો છે. અને પીતાશ્રીની આજ્ઞાને તાબે થયા નથી તેઓ યુદ્ધ કરવા પીતાશ્રી સામે તૈયાર થયા છે.

હાલમાં રાજસુયજ્ઞનો સમયનજીક છે. તેમ તમારા લગ્ન સ્વ-યંવરનો દીવસ પણ નજીક છે જેથી એ બે રાજાને તાબે કરી ખં-ડીયા બનાવવા હાલમાં લડાઇનો સમય નહીં હોવાથી યજ્ઞનું મુહુરત પાછું કાહાડવા રાઠોડ માહારાજાને વ્યાજબી લાગ્યું નથી જેથી પાછળથી લડાઈ કરવાનો નીશ્ચય રાખી હાલમાં તે બે રાજાઓનાં પુતળાં ઉભાં કરી તેના હાથમાં મશાલ અને ચમર આપ્યાં છે કે તે બંને આ યજ્ઞમાં આવું કામ કરતા હતા.

સયોંગતા—દાશી ! તેં મને વખતસર ઠીક સમજાવી બાહાદુર રજપુતો સાથે યુદ્ધ નહીં કરતાં આવી રીતે ઢોંગથી ખોટાં પુતળાં તેમના નામનાં ખડાં કરે એમાં પીતાશ્રીની બાહાદુરી શું ? ખરૂંપુછતો કલીયુગમાં રાજસુયજ્ઞ કરવાની મનાઈ છતાં યજ્ઞ કરે તો હુંતો કહી શકુ કે બળો પીતાશ્રીનો દંભી રાજસુયજ્ઞ ! બળો, તેમનું મહાન લ-શ્કરીબળ ! દળપાંગળના ઇલકાબમાં વાટ ઉઠો ? જ્યાં પ્રથીરાજ અને સમરસીંહ તો નમતા નથી ત્યાં યજ્ઞ શેનો ગણાય ! આ બધા રાજા આવ્યા છે. તે તો નીર્માલ્યજ અને રાજસુખના ભોકતા છે. તેથીજ "રોઇ રોટલો" માગવા હાજર થયા છે એવા શૌર્યહીણ રાજાને હું કદી વરમાળ આરોપવાની નથી. એવાઓનું મારે કામ નથી શાથી કે કાયરની સ્ત્રી કહેવાવામાં મને લાંછન લાગે બહેન !! પરણવું તો ખરા મરદ ક્ષત્રીનેજ, નહીં તો કુંવારા રહેવું હજાર દરજે સારૂં છે. શાબાશ છે એ બે ક્ષત્રીકુળ દીપક નરોને ? કે અયોગ્ય આજ્ઞાનો અનાદર કરી આ વખતે પોતાની સ્વતંત્રતા, પ્રાણનો દરકાર કર્યા વગર જગજાહેર કરી. ધન્ય છે. તેમને કે મારા પીતાના બળથી ડર્યા નહીં ! આવા ધીરવીરની અરધાંગના થવું એજ મારૂં ખરૂં કર્તવ્ય છે !!

દાહોમી !! આ બેમાં વીશેષ પરાક્રમી કોણ છે ? તું મને કહે કે હું જાણી મારા મનનો નીશ્ચય કરૂં !! મારે લાયક આ બેમાં કયો રાજા છે? બહેન !! હું તારો સદા ઉપકાર માનીશ મારે હવે સ્વયં-વરનું કામ નથી. આવેલા નીરમાલ્ય રજપુતોનાં મુખારવીંદ જોવા હવે માગતી નથી. સંયોગતા ! તું ઘેલી થઈ કે શું ? તારી બાળક

જુદી છે તમારા પીતાશ્રીની સાથે યુદ્ધમાં આ બેમાંથી એક પણ ટકી શકે તેમ નથી, વળી પીતાશ્રીના હુકમનો અનાદર કરવાથી પીતાશ્રીના કદા દુશમન થયા છે. યજ્ઞ પુરો થયે દારૂણ યુદ્ધ થશે. જેમાં તે બંને હણાશે ? માટે પીતાના દુશમનને પતી તરીકે અંગીકાર કરવાનું કામ તમારૂં નથી. હું તો તેમની અરધાંગના થવાની સલાહ આપતી નથી હવે આ વાત છેડશોજમાં શાથી કે પીતાશ્રી સાંભળશે તો તમારાપર અભાવ લાવશે.

દાશી !! મન પસંદ પતી શોધવાનું કામ મારૂં છે. કાંઇ પીતાશ્રીનું નથી ! શું શુરવીરની અરધાંગના થતાં પીતાશ્રી નારાજ થશે ? કદી નારાજ થાય તો ખેર !! જો સ્વયંવર તરીકે વર શોધવાની પીતાશ્રી આજ્ઞા કરતા હોય, તો હું આ બેમાંથી એકનેજ પસંદ કરવાની છું. આ મારો દ્રઢ નીશ્ચય છે. અને તે નીશ્ચય પ્રાણ જતાં સુધી પણ હું ફેરવવાની નથી. માટે આજ્ઞા થતાં એક પુતળાનેજ મારો પ્રાણ પતી ગણી વરમાળ આરોપીશ.

હાં !! હાં !! બાઈ સંયોગતા ! આ શું બોલે છે? તું તો બોલે છે કે બકે છે ? બાપનો વેરી, તે શું તારો વેરી ન ગણાય ? રૂક્ષ્મણીના પીતાનો કૃષ્ણ વેરી હતો છતાં રૂક્ષ્મણીયે કૃષ્ણનેજ પતી કર્યાં તો પછી મારે શું બાધ છે ?

ઘેલી સંયોગતા ! પ્રથીરાજ અને સમરસિંહ, સાળા બનેવી છે. સમરસિંહ વૃદ્ધ છે. પ્રથીરાજ યુવાન છે. અને સમરસિંહનો સાળો છે તે મહાન બાહાદુર અને સમર્થ યોધ્ધો છે. આપના પીતા જયચંદ માહારાજનો તે સગી માસીનો દીકરો છે. તો તે પ્રથીરાજ તારો કાકો લેખાય.

દાહોમી ! ગાંડુ વેણ ન બોલ, ક્ષત્રીમાં મામા માસીની દીકરી અંગીકાર કરાય છે. એવો અનાદી કાળનો રીવાજ છે.

પ્રથીરાજ યુવાન અને શુરવીર હોય તો હું તેનેજ પસંદ કરીશ પીતાશ્રી ભલે ગુસે થાય ? જો સબંધ કરી મને પરણાવવી હતી તો પછી સ્વયંવરનું નીમીત કરવુંજ નહોતું. આ પુતળું ઉભું કર્યું છે. માટે પ્રથીરાજ તો અહીં નહીંજ આવે માટે મારે કેમ કરવું ? હું. અત્યારથી હવે પ્રથીરાજનેજ વરી ચુકી છું. તેનેજ હૈયાનો હાર ! પ્રાણનો

આધાર ! પ્રાણેશ માની. વરમાળ પહેરાવી ચુકી છું. માટે હાકેમી ! અને મારા પ્રાણનાથ: પ્રથીરાજ મળે તેવો રસ્તો બતાવ કે હું તેને ભેટી સંસાર લહાવ લઉં.

---

# પ્રકરણ ૨ જું.

---



## પ્રથીરાજના પરાક્રમની ઓળખ.

ખ્હેન સંયોગતા—પ્રથીરાજ, ચહુવાણ કુળ નરેશ છે. તે એક વચની શુરવીર, શબ્દ વેંધી બાહાદુર યોધ્ધો લેખાય છે તે શરીરપર પચીશ મણનું કવચ પહેરે છે તેનું ધનુષબાણ પાંચ મણનું છે તેની સાથે તેના સો સોબતી સામંત લેખાય છે. જેઓ મહાન પરાક્રમી અને ધીરવીર અડગ યોધ્ધાઓ છે અને તેઓ પ્રથીરાજના સામંત તરીકે લેખાય છે. જેઓનું ભુજાબળ અકળ છે. કે જેની ગણત્રી થઈ શકતી નથી એવા સો સામંત પ્રથીરાજના સખા તરીકે તેના રક્ષક છે જેઓના બળ પરાક્રમ આગળ આપના પીતાનું હળપાંગળ લશ્કર કાંઇ ગણતરીમાં નથી. એવો બળવાન હાલમાં પ્રથીરાજ નૃપતી છે.

પ્રથીરાજના પીતાનું રાજ્ય અજમેરમાં હતું. એ વખત હિંદમાં ચાર મોટાં રજપુત રાજ્યો હતાં. કનોજમાં તમારા પીતાનું, દીલ્હીમાં અનંગપાળનું, અજમેરમાં પ્રથીરાજના પીતા સોમેશ્વરનું, અને ગુજરાતમાં સોલંકી ભોળાભીમનું, એવી રીતે ચાર રાજ્યો મોટાં હતાં ભોળાભીમની સવેલી કન્યા સોમેશ્વર ચહુવાણ હરી જવાથી ભીમદેવ અને સોમેશ્વરને લડાઈ થઇ જેમાં ભીમદેવના હાથથી સોમેશ્વર જે પૃથુરાજનો પીતા તે લડાઇના મેદાનમાં મરાયો. ભીમદેવ વીજય કરી પાટણ આવ્યો.

આ ખબર નાની વયના પ્રથીરાજ અને તેમના સો સામંતોને પડી જેથી સઘળા ગુસ્સે થયા પીતાના મરણના ખબરથી પ્રથીરાજ દીલગીર થયો. પીતાની મરણ ક્રીયા યથાવીધી કરી પીતાના બારમાને દીવસે ઉછરતી વયના પ્રથીરાજે શ્રાધ કરતાં પ્રતીજ્ઞા કરી કે હે પીતા સોમેશ્વર !! તમારા આત્માની શાન્તી કરજો. તમારા હણનારને હું તમારી તેનાતમાં મોકલીશ. તોજ હું તમારો પુત્ર ખરો.

એમ પ્રતીજ્ઞા કરી તુરત અજમેરનું પાણી હરામ કરી ટુંકમુદતમાં લશ્કર અને પોતાના સો સામંતોથી ગુજરાતપર ચડ્યો, અને પાટણનું રાજ્ય જીતી સોમેશ્વરનુ વેર વાળી અજમેર આવ્યો. આવો બહાદુર સંયોગતા! હાલ ભરતખંડમાં કોઇ નથી એણે ૭ વખત ગીજનીના શહાબુદીન ગોરી શાહને હઠાવી પાછો કાઢયો છે.

દાહોમી! તું કહે છે કે પ્રથીરાજ મહારાજ અજમેરના રાજા છે તો પછી હાલમાં દીલ્લીના રાજા કેમ બોલાય છે?

બહેન!! એ હકીકત સાંભળ, પ્રથીરાજના પીતાના મરણ પછી અજમેરની ગાદીપર પ્રથીરાજ બેઠા. સો સામંતોના દરબારમાં પ્રથીરાજ હમેશાં આનંદ વિલાસ કરતો હતો, તેનો અજમેર શહેરનો કીલ્લો ઘણો ઉંચો હતો જેથી લોકો તેને તારાગઢની ઉપમા આપતા. શાંથી કે રાત્રીયે પ્રથીરાજ પોતાના કીલ્લા ઉપર મશાલો સળગાવતો. જેનો પ્રકાશ તારા રૂપે દુનીયામાં પ્રકાશતો તે અજવાળું મક્કામાં જતાં ત્યાંના ખલીફાને પ્રકાશ જાણવા ઇચ્છા થતાં એક સૈયદને આકાશ મારગે યોગ વીદ્યા વડે જોવા મોકલ્યો, સૈયદે આવી જોયું તો ગઢપર મશાલો સળગતી ભાળી. તેથી તેણે પણ પોતાની મહતાઇનો ચમતકાર બતાવા દરવાજે ધુણી સળગાવી બેઠો. સવારે દરવાજો ઉઘડતાં ધુણીની ફેલાયેલી અગ્ની ભાળી લોકો બહાર જતાં અટકી પડયાં. પ્રથીરાજનો સાળો ચામુંડરાય જે એક સામંત અને મહાન યોધ્ધોછે જેને જુગદંબા સહાય છે. તે હમેશ તે દરવાજેથી બહાર જુગદંબાના દેવળમાં નીત્ય નીયમ પ્રમાણે પુજા કરવા જતો. તેણે આ અગ્ની ફેલાવેલા ફકીરને જોયો તેથી કહ્યું કે અગ્ની સમેટી લોકોને જવાનો મારગ આપ. ફકીરે કહ્યું તારામાં શકતી હોય તો ચાલ્યો જા? ફકીરનાં આવાં ઉદ્ધત વાકય સાંભળી ચામુંડરાયને રીસ ચડી બગલમાંથી તરવાર લઇ ખેંચી. તરવાર ખેંચતાં અંદર જગદંબાની પ્રતીમા સૈયદ ફકીરે જોઇ તેથી જાણ્યું કે આની પાસે મારી મહતાઇ ચાલશે નહીં તેથી બોલ્યો હું અગ્ની સમેટી મારગ આપુછું. ફકીરે અગ્ની સમેટી લીધી. રસ્તો થવાથી લોકો જવા લાગ્યા. ચામુંડરાય ગયા તેણે ફકીરની દરકાર રાખી નહીં. ફકીર મધ્ય ચોકમાં અગ્ની લઇ આવી બેઠો.

હમેશના પ્રથીરાજના નીયમ પ્રમાણે સો સામંતો સાથે પ્રથીરાજ શીરામણ કરતો ત્યારે સો ગુજરીઓ દહીંના મટકાં લઈ ત્યાં આવતી.

આજે તે પ્રમાણે મટકાં લઇ આવતી હતી દરબાન ફકીરે જોઈ જેથી તે બોલ્યો અરે તમે ક્યાં જાઓછો ? એક ગુજરીએ જવાબ આપ્યો. અમારો રાજા અને તેના સો સામંતો શીરામણીમાં અમારૂં દહીં હમેશ જમે છે માટે ત્યાં જઇએ છીયે.

રાજા તમને શું આપે છે? એક મટકીનો એક રૂપીયો. સૈયદે કહ્યું. મને એક આપો હું તેની સોના મોહોર આપું. એક ગુજરીએ એક મટકી સોનામોહોરની લાલચે મુકી. સૈયદે જમણા હાથની ટચલી આંગળી તેમાં બોળી જીભે ચાટી ખાટું લાગવાથી થુ, થુ, કર્યું. અને માટલી અભડાવી. બીજી ગુજરીયો જવા લાગી. સૈયદના જાદુથી સઘળીના માટલાં ઢોળાઇ ગયાં. જેથી રડવા લાગી. દરબારમાં સામંતો ગુજરીયોની રાહ જોવા લાગ્યાં ત્યાં તેઓ રડતી આવી.

આ બનાવથી પ્રથીરાજ ચમક્યો અને સામંતો પૈકી ચામુંડરાયને હુકમ કર્યો કે તેને પકડી લાવો, ચામુંડરાયે દરવાજાવાળા સૈયદ ફકીરને કહ્યું. આ ફરી ધાંધલ મચાવી અબળાઓને હેરાન કરી જેથી તને શીક્ષા થશે. ચાલ અમારા મહારાજા પ્રથીરાજ પાસે ! તરવારમાં જુગદંબાની પ્રતીમા જોયાથી સૈયદ તેને દેવતાઈ પુરૂષ જાણી ગયો હતો. તેથી સીધો ચામુંડરાય સાથે સામંતો જ્યાં બેઠા હતા ત્યાં આવ્યો. પ્રથીરાજે તેને કહ્યું. અરે ! તેં અમારી પ્રજાને વગર અપરાધે છેડી છે. માટે તને દેહાંત શીક્ષા કરવી જોઇએ. પણ તું કોઈ પરદેશી છે, તને મારા રાજ્ય અમલનો અનુભવ નથી જેથી દયા કરી હુકમ કરૂંછું કે તેં જે ટચલી આંગળીયે કરી આ ગુજરીઓનું દહીં અભડાવી ભ્રષ્ટ કર્યું છે તેને માટે તારી તે આંગળી કાપી નાંખવા હું હુકમ કરૂંછું.

સૈયદ બોલ્યો—મહારાજ! આપ ભુલ કરો છો! હું ખલીફા મીરનો સૈયદછું. જેવા આપના બ્રાહ્મણો તેવા અમે ખલીફાના સૈયદો "काटत मेरी अंगुली, टुटत तेरी बीटुली" સૈયદના આ વાક્ય ઉપર સામંતોએ કે પ્રથીરાજે લક્ષ આપ્યું નહીં અને એક સામંતે ઉઠી હુકમ મુજબ ટચલી આંગળી કાપી. આંગળી કપાતાંજ ઉડી તુરત મક્કા પહોંચી ખલીફા પાસે પડી અને સૈયદ પણ આકાશ માર્ગે ત્યાં ગયો જ્યાં અથથી ઈતી સુધી સઘળી હકીકત નીવેદન કરી.

પોતાના સૈયદને શીક્ષા કરેલી જાણી તેઓ ઉશ્કેરાયા અને

લડાઇ કરવા નીમીત્ત અરબસ્તાનથી હીમા રસ્તે હીંદુસ્તાન આવ્યા અને કચ્છ રસ્તે અજમેર આવ્યા ઘોડાના સોદાગરી રૂપમાં આવ્યા છેવટે લડાઇ થઇ તેમાં હાર્યા બાદ કેટલીક મુદતે "ખ્વાજા સરીફ" અજમેર આવી પડાવ નાંખ્યો.

આવી અવાર નવાર અજમેર પર આફત આવવાથી ખ્વાજા પીર પાસે પ્રથુરાજે પોતાના સામંત ચંદબારોટને મોકલ્યો કે તમે કોણછો અને શા માટે અજમેર આવોછો.

ચંદે ખ્વાજા પીર પાસે જઇ સવીનય સ્તુતી કરી ખ્વાજાપીરે આવાગમનની હકીક્ત નીવેદન કરી કે હે ચંદ !! તારા રાજા પ્રથીરાજને જાહેર કર કે અજમેર છોડી દે! શાથી કે આ ભુમી ઉપર અમારા ઓલીયાનું લોહી પડવાથી આ ધરા હવે અમારા ઓલીયાની થઇ છે. પ્રથુરાજને આ ધરા ઉપર હવે હક રહ્યો નથી તમો મને લડાઇમાં જીતવાના નથી.

અરે ! ઓલીઆ !! આપ આ શું બોલોછો ? શું પ્રથીરાજ મહારાજા જેવો બાહાદુર રાજા વગર લડાઇ કર્યે, આપને રાજ સોંપી આપે! એક તસુ જમીનના માટે રજપુતો પ્રાણ અરપે છે તો પ્રથી-રાજ જેવો શબ્દ વેંધી અને બાણાવળી ચહુવાણ વંશનો શીરોમણી રાજા બીકણ બની આપને અજમેરની ગાદી કદી સોંપી શકે નહીં. એ બાહાદુર રાજા અને અમો તેના સામંતો મરતાં સુધી સ્વભુમીનું રક્ષણ કરીશું. આપ યુદ્ધ કરશો અને કદી અમને હણશો તો તેથી અમારી કદી અપકીર્તી થવાની નથી યુદ્ધથી અજમેરનું રાજ જશે તો સ્વર્ગનું રાજ પ્રાપ્ત થશે માટે વગર લડે અજમેર સોંપીયે એ કેમ બને? અમારા મહારાજા આપના આ વચન કેમ કબુલ કરે ?

અરે ચંદ !! તારા પ્રથીરાજને સમજાવ નાહક પ્રાણ ખોવામાં સાર નથી !! જીવતો નર ભદ્રા પામે છે એ કહેવત યાદ કર! માટે તારા રાજાને સમજાવ તમો મને જીતી શકવાના નથી એ પાકું યાદ રાખજો. રોશનઅલી સૈયદની આંગળી કાપી તે તમે સાહસ કર્યું છે. અને તેનુંજ ફળ આ આવ્યું છે.

ખ્વાજા સાંઇ !! હું તો જાણુંછું કે અમે આપને પહોંચી શકવાના નથી. પણ રાજ્ય છોડી રખડી મરવું, એ કરતાં મરવું શું ખોટું ? એક મહાન રાજા પોતાનું રાજ્ય છોડી જંગલમાં રખડે

એ શું આપ વ્યાજબી ગણોછો ? બારોટ ! તારૂં કહેવું સત્ય છે. તે હું કબુલ કરૂંછું પણ તેમ નથી. જેવો તારો રાજા અજમેરની રાજગાદી છોડે કે તુરત તેને માટે દીલ્લીની રાજગાદી તૈયાર છે. દીલ્લીનો અનંગપાળ પ્રથીરાજનો નાનો થાય છે. તેને પુત્ર નથી માટે પ્રથીરાજને પોતાના વારસ તરીકે ગણી દીલ્લીની ગાદી આપશે આ મારાં વચનની તેને ખાત્રી ન થતી હોય તો કાલે દીલ્લીથી તે બાબતનો કાગળ આવશે. તે વાંચજો જો આ મારાં વાકય સાચાં હોય તો વગર લડે મને અજમેર ખબર કરી દેજો.

સાંઇ ! ! આ આપના વચન સાચાં ઠરે, તો અજમેર આપને સોંપી મારો રાજા પોતાના મોટા લશ્કરને ખાલી હાથે શી રીતે દીલ્લી પહોંચાડી શકશે ?

ચંદ ! ! તેની ફીકર તારે રાખવી નહીં. મેં તેનો પણ રસ્તો કરી રાખ્યો છે. એક કરોડો પતી સાહુકાર બીન વારસ ગુજરી જતાં પીશાચ (ભુત) થયો છે તે તમને પહેલી મજલે સામો મળશે તેની શ્રાધ ક્રીયા કરે તારો રાજા મોક્ષ મારગ મોકલવા વચન આપશે, એટલે તે બધું દ્રવ્ય બતાવશે. એ દ્રવ્યવડે દીલ્લી પહોંચશો.

ઓલીયાનાં આ બે વચનપર વીશ્વાસ રાખી નમન કરી ચંદ ત્યાંથી નીકળી પ્રથીરાજ પાસે આવ્યો પ્રથીરાજ અને તેના સામંતો પણ અધીરા થઇ રાહ જોઇનેજ બેઠા હતા ચંદને જોઇ સઘળા ખુશી થયા ચંદે ખ્વાજાની સઘળી વાત શરૂ કરી.

માહારાજા હકીકત એવી છે કે તે મકકાથી આવ્યા છે. અને આ જમીનનો દાવો રાખે છે. શાથી કે આ જમીનપર તેમના ઓલીયા સોદાગર રૂપે આવેલા મરાયા છે માટે મને કહ્યું છે કે વગર લડે વગર ઢીલે પ્રથીરાજે અજમેર ખાલી કરી મને સોંપી દેવું જો તેમ કરવામાં તેને શરમ લાગતી હોય તો કહેજે કે પ્રથીરાજે તેના લશ્કર અને સામંતો સાથે લઇ મારા સામે લડવા આવવું હું લડાઇમાં તેમને જીતીશ એટલે શરમ નહીં રહે વીગેરે ત્યાં બનેલી સઘળી હકીકત કહી પ્રથીરાજને શાન્ત કર્યો દરમીયાન બીજા દીવસે ખ્વાજાપીરના કહેવા મુજબ દરબાર ભરી દીલ્લીપતીના પત્રની રાહ જોવા લાગ્યા એવામાં દીલ્લી મહારાજા અનંગપાળે પોતાના રાજગોર (પુરોહીત) ને પ્રથીરાજને તેડવા મોકલેલ તે અનંગપાળ માહારાજનો

કાગળ લઈ આ દરબારમાં હાજર થયો અને પ્રથીરાજ માહારાજને આશીરવચનો આપી કુશળતા પુછી.

કાગળની રાહ આતુરતાથી જોતા હતા જેથી પત્ર આવતાં માહારાજે પત્ર વાંચી કયમાસ દીવાનના હાથમાં મુકી સરવની જાણને માટે વાંચવા હુકમ કર્યો દીવાને વાંચવા માંડયો.

પુત્રી પુત્ર પ્રથીરાજ !! મારી વૃદ્ધાવસ્થાને લીધે આ રાજ્યપાટ છોડી હું બદ્રીકાશ્રમમાં મારી છેલ્લી અવસ્થાને માટે જવા ઇરાદો રાખુ છું. જેના લીધે અમારૂં દીલ્લીનું રાજપાટ તમામ સમૃદ્ધી સાથેના વારસ તરીકે તને ઠરાવી આપુંછું માટે મોકલેલ આપણા રાજ્ય ગુરૂ સાથે પત્ર વાંચી તુરત ચાલી નીકળવું આજથી દીલ્લીનું રાજ તને મારા સર્વ હક સાથે આપેલું છે.

રાજ્યગુરૂને સઘળાઓ ઓળખતા હતા જેથી પત્રને સાચો માની સઘળા ખુશી થયા ખ્વાજાને એક ઓલીયોપીર ગણવા લાગ્યા જેમ હરીશ્ચંદ્રે વીશ્વામીત્રને રાજ્ય આપ્યું તેમ આ ઓલીયાને પ્રથીરાજે અજમેરનું રાજ આપ્યું એમ માની સત્વર જવા તૈયારી કરવા માંડી પ્રજાજનોને બોલાવી આ હકીકત નીવેદન કરી તેઓ બોલ્યાં જ્યાં પ્રથીરાજ ત્યાં અમો એમ કહી સરવ કોઈ દીલ્લી જવા તૈયાર થયાં.

ઓલીયા પર સંપુર્ણ વીશ્વાસ આવવાથી ખ્વાજાને પીર તરીકે માની સઘળા સામંતો સાથે ચંદ બારોટને લઈ તૈયાર થયેલ પ્રથીરાજ ખ્વાજા પીર પાસે આનાસાગર તળાવ ઉપર આવ્યો અને ખ્વાજા પીરના પગમાં માથું મુકી દુવા માગી. આથી ખ્વાજાપીર ખુશી થયા. અને પ્રથીરાજને આશીરવાદ રૂપી દુવા આપી અને કહ્યું તારૂં અજમેર શહેર અને જ્યાં લડાઇ થઇને અમારા ઓલીયાના લોહી રેડાયાં, તેટલીજ ધરાની માલીકી મારી છે. બાકીનું અજમેરનું સઘળું રાજ્ય તારૂં છે. તારા હાથમાં બે રાજ્ય ખુદા આપે છે. એમ સમજજે તું જો લડયો હોત તો મારા તપ આગળ મને પહોંચી શકત નહીં "નમેસે ભારે " તે કહેવત અનુસાર તેં કરવાથી આજથી બે રાજ્યનો માલેક થયોછું. વળી આથી મુસલમાની રાજ્યમાં તારી મહત્તા વધી.

પ્રથીરાજે પોતાની જન્મ ભુમી ખ્વાજાપીરને સ્વાધીન કરી અને દીલ્લી જવાની તૈયારી કરી લાવ લશ્કર રાણીઓ રૈયત વગરે સરવને લઈ અજમેર છોડયું ખ્વાજાપીરના બતાવેલ ભવીષ્ય મુજબ ભુતથી અઢળક

દ્રવ્ય મળ્યું અજમેર ખ્વાજાપીરને સ્વાધીન થયું જે ખ્વાજાપીરની ઓલીયા તરીકે આજે પણ અજમેરમાં દરગાહ છે જેની યાત્રાએ લાખો મુસલમાનો દર સાલ હજી પણ જાય છે.

રસ્તામાંથી દ્રવ્ય પ્રાપ્ત થવાથી તમામ માણસો મોજ વીલાસ કરતાં સુખ શાતાથી દીલ્લી આવી પહોંચ્યાં એક કોશ દીલ્લી દુર રહી એટલે પ્રથીરાજે પડાવ નાંખ્યો રાજ્યગુરૂ છુટો પડી અનંગપાળ માહારાજ પાસે આવ્યો પ્રથીરાજ સબંધી સરવ હકીકત નીવેદન કરી અનંગપાળ આનંદ પામ્યા અને સામૈયું કરી ધામધુમથી પ્રથી-રાજને દીલ્લામાં લાવવા હુકમ કર્યો કે તુરત સામૈયાની તૈયારી થઇ અને ધામધુમથી શહેરમાં વાજતે ગાજતે તેડી લાવ્યા.

પ્રથીરાજ શહેરમાં આવી દરબારમાં જઇ પોતાના નાનાને નમન કરી મળ્યો સવિનય સાષ્ટાંગ કર્યા, અનંગપાળ દેવ ઘણાજ ખુશી થયા પુત્રી કમળાના પુત્રને જોઇ હર્ષીત મુખડે આશીરવાદ આપ્યો વળી પોતાની આજ્ઞાનું માન રાખી દત્ત પુત્ર થવા આવ્યો તેથી વધારે રાજી થઇ પીતા તુલ્ય પ્રેમ ઉપજ્યો અને બોલ્યા.

પુત્ર પ્રથીરાજ ! તેં મારી આજ્ઞા માન્ય કરી, એથી હું તારા ઉપર સંપુર્ણ ખુશી થયોછું જો કે કનોજના જયચંદ અને તારા વચે મારે કશી જુદાઈ નથી તે પણ તારાજ જેટલો હક ધરાવે છે પરંતુ કુદરતી રીતે પીતાનો પ્રેમ મોટી પ્રજા કરતાં નાની પ્રજાપર વીશેષ રહે છે જેને લીધેજ આ ગાદી જયચંદને નહીં આપતાં તને આપવા મેં નીશ્ચય કરી તને બોલાવ્યો તું આજ્ઞા પાળક આવી હાજર થયો માટે સુખેથી આ ગાદી ઉપર તું બીરાજ અને પ્રજાને પુત્રવત્ પાળી રામ રાજ્ય માફક રાજ્ય ચલાવ.

આ હસ્તીનાપુરની ગાદી લેખાય છે. જે ગાદીપર પૂર્વે યુધીષ્ટર (ધર્મરાજા) જેવા ધર્મનીષ્ટ પવીત્ર ગૌબ્રાહ્મણ પ્રતી પાલક શુરવીર નૃપતીઓ બીરાજ્યા છે તો તું પણ તેવા ગુણવાળો ભવીષ્યમાં નીવડી ઉત્તમ રાજ્યકર્તાની નામના કાઢી પાછળની પ્રજામાં ઇતીહાસ દ્વારા તારૂં નામ અમર કરજે હું હવે વૃદ્ધ થયોછું જેથી રાજ્યની મીલકત તને સોંપી અત્યારથી બદ્રીકાશ્રમમાં વાનપ્રસ્થ રૂપે રહી મારી બાકીની જીંદગી ગુજારવા ઇચ્છા રાખુંછું જેથી અત્યારથી આ ગાદી ઉપરનો મારો હક ઉઠાવી તે હક તને સોંપુંછું. માટે જેવા હકથી હું રાજ્ય

ભોગવતો તેવાજ , હકથી તું ભોગવજે મારી ઈચ્છા છે કે તું સુખ શાંતાથી રાજ્ય ભોગવ અને ગાદીને દીપાવ.

પ્રથીરાજ—આપ મારા વડીલ છો હું આપનો આજ્ઞાપાળક દોહીત્રછું જ્યચંદ કરતાં મારા તરફ વધારે પીતૃ પ્રેમ બતાવી આ ગાદીનો વારસ મને બનાવોછો એ મારાપર આપ નાનાની મહદ કૃપા માનુંછું. ગાદી ન આપો તો પણ આપની આજ્ઞા પાળવી એ મારો ધર્મ છે.

આપ નચીંત રહો હું આપનોજ પુત્રછું દીલ્હીની ગાદીને જગ જાહીર દીપાવીશ પ્રજાને પુત્રવત્ પાળીશ આપે બદ્રીકાશ્રમમાં બાકીની જીંદગી ગાળવા જે નીશ્ચય કર્યો છે. તે ઘણોજ સ્તુતી પાત્ર અને ધર્મ પરાયણ છે. વીશેષમાં આ ગાદીપરના પૂર્વે થઈ ગયેલ નૃપતીઓ તે નીયમ અનુસારજ વૃદ્ધાવસ્થા એ વર્તન ચલાવતા હતા. આપ પીતામહે ! આ નીશ્ચય મહાન ઉત્તમ કર્યો છે આપ બદ્રીકાશ્રમમાં રહી ઈશ્વર ભજન કરો. ત્યાં જોઇતી સઘળી સામગ્રી મને હુકમ કરશો તે પ્રમાણે વખતો વખત તુરતમાં હાજર કરીશ વળી આપ ત્યાં બીરાજ્યા છતાં ગાદી પર હાજરછો તેવીજ રીતે હું આપની આજ્ઞા સદા માન્ય કરીશ આપના આત્માને જરા પણ ખેદ કદી નહીં આપું આપની હયાતી સુધી આપજ માલીકછો એમ આપે માનવાનું છે હું પણ ત્યાં વખતો વખત આશ્રમમાં આવી આપની સેવા ઉઠાવીશ અહીં આપનાં જેજે આશ્રીતજનો છે તેમને મારાં માની સદાય માન પાનથી પાળીશ તેમનું કલ્યાણ કરીશ.

પ્રથીરાજનાં આવાં મીઠાં વચનો સાંભળી અનંગપાળદેવે તુરત બદ્રીકાશ્રમમાં જવાનો નીશ્ચય કર્યો અને વીદ્વાનોને બોલાવી શાસ્ત્ર વીધીથી પ્રથીરાજનું દત્ત વીધાન કર્યું બ્રાહ્મણોને પુષ્કળ દાન આપ્યાં અને પોતાને સ્વહસ્તે પોતાની ગાદીપર પ્રથીરાજને બેસાર્યો રૈયત પણ પ્રથીરાજ જેવો જુવાન અને પરાક્રમી રાજા મળવાથી રાજી થઈ.

બીજે દીવસ અનંગપાળદેવે પોતાનાં વૃદ્ધ જનાનાં અને પોતાના વૃદ્ધ મીત્રોને પુષ્કળ દ્રવ્ય સાથે લઇ બદ્રીકાશ્રમમાં જવા કુચ કરી પ્રથીરાજ સાથે બદ્રીકાશ્રમમાં જઈ સઘળી સોઇ કરી પાછો આવી મોસાળ પક્ષની સમ્રધીવાળી ગાદી ભોગવવા લાગ્યો.



# પ્રકરણ ૩ જું.



## દેવગીરીની રાજકુંવરી શશીવૃતાનું લગ્ન.

સંયોગતા—બહેન દાહોમી!! જો કે મેં તો પ્રથીરાજ મહારાજનેજ પરણવાનો મનથી નીશ્ચય કર્યો છે. છતાં તેમનું ચરીત્ર સાંભળી હવે તો મારો દ્રઢ સંકલ્પ થયો છે કે પીતા શ્રીને ભલે ખોટું લાગે મારો તીરસ્કાર કરે તેની મને પરવા નથી મારે સ્વયંવરમાં ભેળા થયેલ કાયર રાજકુમારોનું કશું કામ નથી હવે આ શરીરનો માલીક તો પ્રથીરાજ માહારાજાજ છે. સખી! આ સ્વયંવરની રચના મને દુઃખદ રૂપ લાગે છે. આ ભવ્ય રચના મનના માન્યા પ્રથીરાજ માહારાજના આવ્યા શીવાય સ્મશાન રૂપ મને લાગે છે.

દાહોમી—બહેન સંયોગતા!! પ્રથીરાજ મહારાજ તો પ્રથીરાજજ છે. એના જેવો રૂપાળો શ્રૃંગાર રસનો અધીષ્ટાતા ભોજનો વિલાસી અને શુરાનો સરદાર આજે ભરતખંડમાં તે એકજ છે. જેના નામની કીરતી સાંભળી બાઇ તમે તો શું પણ અનેક રાજબાળાઓ તેનેજ પોતાનો પતી માની તેના નામની માળા જપે છે! દક્ષીણમાં દેવગીરીના મહારાજની કુંવરી તો પત્ર લખી પ્રથીરાજ માહારાજને આગ્રહથી તેડાવી પરણી છે.

સંયોગતા—આ વળી તું શું કહે છે? દેવગીરીની એવી કઇ રાજ કુંવરી? કે, ઉપર પ્રમાણે આગ્રહથી તેડાવીને પરણી! આ હકીકત કૃપા કરી મને સંભળાવ કારણ તે સાંભળી મારી જીજ્ઞાષા તૃપ્ત કરૂં.

દાહોમી—આ? લ્યો કહું! સાંભળો.

દેવગીરીના માહારાજની કુંવરીનું નામ શશીવૃતા છે તે શશીના જેવીજ સ્વરૂપવાન! રૂપ, ગુણ, અને લાવણ્યતાનો ભંડાર છે, જાણે! કામદેવની સ્ત્રી, રતીએજ પ્રથીરાજને કામદેવનો અવતાર ગણી પુનઃ જન્મ ધારણ કર્યો ન હોય? તેવી સર્વ ગુણ સંપન્ન એ ભરયુવાવસ્થાની રાજબાળા હાલમાં તારા મનના માન્યા પ્રાણપતી પ્રથીરાજની અરધાંગના દીલ્હી મહારાજના જનાનામાં બીરાજે છે.

સંયોગતા—હેં? હેં? મારા પ્રાણપતીની તે હાલમાં રાણી છે?

દાહેમી—હા ! બા હા ! ! તે હાલ તેમના જનાનામાં છે. તેવીજ માહારાજાને ઇચ્છાવર વરનારી પદમાવતી નામે રાજકુમારી પણ અરધાંગના રૂપ છે.

સંયોગતા—બહેન ? હું પણ ભાગ્યશળી કે એ મહારાજની અરધાંગના થઈ તેમનું જનાનું દીપાવીશ. પરંતુ શશીવૃતા અને પદમાવતી શી રીતે પ્રથીરાજ મહારાજને પરણી તે મને જણાવ તો હું તારો મોટો આભાર માનીશ.

દાહોમી—બહેન !

શશીવૃતા એ દેવગીરીના માહારાજની પુત્રી છે. અને તેનું સગપણુ તમારા પીતા જયચંદ વેરે કરેલું હતું. શશીવૃતાએ તમારી માફક પ્રથીરાજની હકીકત સાંભળી તમારા પીતાને નહીં વરતાં પ્રથીરાજ મહારાજને વરવાનો નીશ્ચય કરી એક પત્ર વીનય ભર્યો શશીવૃતાએ પ્રથીરાજ મહારાજ ઉપર લખ્યો. પત્ર મળતાં અબળાની વારે ચડવાનો પોતાનો ધર્મ માની પ્રથીરાજ લશ્કર સાથે દેવગીરી આવ્યા તમારા પીતાશ્રીનું સવેલું છતાં તમારા પીતાની તેમણે પરવા રાખી નહીં એવા એ બહાદુર છે. જયચંદ મહારાજના વેરની વીસાત ગણી નહીં લશ્કર લઈ દેવગીરી આવી શશીવૃતાનું પાણી ગ્રહણ કરી તેને સાથે લઈ દીલ્લી આવતાં રસ્તામાં વીંધ્યાચળની તળેટીમાં જંગલમાં નીવાસ કરી વસંત રૂતુ ત્યાંજ વ્યતીત કરવા મુકામ કર્યો.

તમારા પીતાશ્રીને આ ખબર પડતાં હૃદયમાં ભારેલો અગ્ની ધુંધવાયો પોતાનો માસીનો દીકરો પ્રથીરાજ પોતાનો હક નાબુદ કરી દીલ્લીની ગાદી બથાવી પડયો તેટલાથી તેને સંતોષ નહી થતાં મારી સવેલી કન્યા પણ લેવા અટકયો નહીં.

આ બે ગુસ્સાથી તમારા દળપાંગળ પીતાને જબરી રીસ ચડી. મોટું લશ્કર તૈયાર કરી દેવગીરી મોકલ્યું. લશ્કર પહોંચતા અગાઉ તો પ્રથીરાજ શશીવૃતાને પરણી સાથે લઇ ચાલ્યા ગયા.

જયચંદના લશકરે " કુતરો જેમ પાણો મારનારને કરડવા નહીં જતાં પાણા પાછળ દોડે છે. " તેમ તમારા પીતાના લશ્કરે કર્યું. દેવગીરીને ઘેરો ઘાલ્યો, દેવગીરીનો કીલ્લો ડુંગર ઉપર હોવાથી લશ્કરને ઉપર જવા મુશ્કેલી પડવાથી કીલ્લા ફરતો ઘેરો ઘાલી

પડાવ નાખ્યો. આથી શશીવૃતાના પીતાને અને પ્રજાને અન્નપાણી મળતાં તેની અટકાયત થયેલી જાણી પોતાના જમાઇ પ્રથીરાજ ઉપર કાગળ લખ્યો પ્રથીરાજ વસંત રૂતુના વીહારમાં શશીવૃતાની સાથે વીંધ્યાવટીના મેદાનમાં જંગલમાં મંગલ બનાવી પડયો હતો. માટે સસરાની મદદે પોતે નહીં જતાં ત્યાંથી દીલ્હી દુત મોકલી પોતાના સાળા અને સામંત ચામુંડરાયને હુકમ કર્યો કે તમારે લશ્કર લઇ દેવગીરી જવું અને દળપાંગળ કહેવાતા જયચંદ રાઠોડના લશ્કરને વીખેરી દેવગીરી મહારાજને મુકત કરવા.

જેવો ચામુંડરાયને દીલ્લી દુતે કાગળ આપ્યો કે તુરત મહારાજાનો હુકમ માન્ય કરી લશ્કર લઇ ચામુંડરાય દેવગીરી ઉપડયા રસ્તામાં મજલપર મજલ કાપતો ચામુંડરાય દેવગીરી પહોંચ્યો અને દળપાંગળ રાજાના લશ્કર સામે બહાદુરીથી લડી તેને વીખેરી નાખ્યું. દેવગીરીને ઘેરાથી મુક્ત કર્યું. દેવગીરી મહારાજ ખુશી થયા. ચામુંડરાયનો અતી હર્ષ સાથ સત્કાર કરી તેને મહાન કીંમતી પોશાક આપ્યો લશ્કરનો પણ યોગ્યતા પ્રમાણે સત્કાર કર્યો પોતાના જમાઇ પ્રથીરાજને માટે પણ મોટી પહેરામણી ચામુંડરાયને આપી. ધામધુમથી ચામુંડરાયને વીદાય કર્યો હાથી ઘોડા પાલખી રથ કીમતી દક્ષણી વસ્ત્રો અને કીમતી હીરા માણેકના દાગીના લઇ ચામુંડરાય જ્યાં વીંધ્યાચળની તળેટીમાં શીબી નામનું સ્થળવાશી પ્રથીરાજ મહારાજ નીવાસ કરી રહ્યા હતા ત્યાં ચામુંડરાય આવ્યા અને દેવગીરી મહારાજે આપેલી ભેટ સઘળી રજુ કરી આથી પ્રથીરાજ શત્રૂને હરાવી પોતાનો વીજય માની મહાન ખુશી થયા. અને ચોમાસા સુધી અહીંજ પડાવ રાખવાનો નીશ્ચય કરી દીલ્હીથી સરદાર પટાવત અને રાણીઓને વીંધ્યાવટી બોલાવી હમેશની ઉજાણીઓ શરૂ કરી.

મોજવિલાસમાં ઉછરતો રાજા જ્ઞાન અને ભાન ભુલી ગયો. જયચંદના લશ્કરને ચામુંડે હરાવ્યાથી પોતાને પોરહ વધ્યો.

સંયોગતા—મહારાજા પ્રથીરાજ આવા પરાક્રમી છે. તેમને હું ક્યારે મળું અને મારી ઇચ્છા મળી તૃપ્ત કરૂં. દાશી ! દળપાંગળ પીતાના લશ્કરી બળને તો આથી લાંછન લાગ્યું હશે ! પીતાશ્રી મૌન્યજ બેશી રહ્યા કે કાંઈ જોર પ્રથીરાજ સામે કર્યું ? એક સાધારણ જાતી પણ પોતાની સવેલી કન્યા જતાં પોતાથી વેર લેવા બનતું

કરે છે તો પછી જયચંદ માહારાજા મૌન્યજ બેશી રહ્યા?

દાહોમી—બહેન ! તમારા પીતાશ્રી ધીરજ ખમી બેસી રહ્યા નહોતા પરંતુ તેમને પ્રથીરાજ સાથે હાડ વેર થયું આ વેર શી રીતે લેવું તેની વેતરણુ તેમણે કરવા માંડી.

પ્રથીરાજ તો વીંધ્યાવટીમાં રમણુ કરતા હતા જ્યાં દીલ્લીના સઘળા સામંત પટાવતોને પણુ બોલાવ્યા હતા. આ સમયનો લાગ સાધી જયચંદ પોતાની સવેલી શુશીલા કન્યાનું વેર લેવા સમય જોઇ ઉત્સાહીઃબની ગુજરાતના રાજા સોળંકીને ઉશ્કેર્યો તથા કેવી યુક્તીથી લડવું તેનો પત્ર વહેવાર ચલાવવા લાગ્યો બીજી બાજુ ગીજનીના શાહ ઉપર એવી મતલબનો પત્ર લખ્યો કે જો તમે દીલ્હી ચડાઈ કરો તો હું લસ્કરની મદદ આપવા તેયાર છું. (હિંદમાંથી રજપુતાણાના રાજ્યનો નાશ થવાનો શરૂવાતનો આ ઉપાય જયચંદે રચ્યો) શાહબુદીનને આમંત્રણુ કરી જયચંદ કાળને ઘર બતાવ્યા જેવું આદર્યું. ફક્ત પ્રથીરાજના વેરને માટેજ એમ કહીએ તો ખોટું નહીં. શાહબુદીન ગોરીને તો એટલુંજ જોતું હતું. "મનીબાઈ દુધ પીશો તો કે હહણીજ રહી છું" એ મુજબ જેવો જયચંદનો પત્ર લઈ દુતે કાબુલ આવી શાહને પત્ર આપ્યો કે શાહે તુરત પત્ર વાંચી આવેલા દુતને જબરો શીરપાવ આપી રાજી કર્યો. અને લશ્કર લઇ દીલ્હી આવવાની જયચંદની માગણીનો ઘણીજ આતુરતા અને અત્યાગ્રહથી સ્વીકાર કર્યો.

મોજ વિલાસી પ્રથીરાજ પટાવત વીન્યાની દીલ્હી કરી શુશીલાના મોહમાં અંધ બની વીંધ્યાચળની તળેટીમાં મૃગીયા રમી આનંદ પામવા લાગ્યો. દીલ્હીના રક્ષણનું કાંઇ ધ્યાન ખેંચ્યું નહીં જયચંદે આ લાગ જોઈ વૈર લેવા શાહને તેડાવ્યો. શાહબુદીન મોટા લશ્કર સાથે કાબુલથી હીંદુસ્તાન આવવા નીકળ્યો. આ વાત વિલાસી પ્રથીરાજના ખ્યાલમાં રહી નહી. તેતો મૃગીયામાંજ લીન થઇ વીંધ્યાચળની તળેટીમાં આરામ લેવા લાગ્યો.

પંજાબનું પાટનગર એક વખત રાવી નદીના કીનારાપરનું લાહોર શહેર ગણાતું હતું. મહાન શીકંદર આદી પરદેશી રાજાઓ હીંદુસ્તાન પર મોહક બની ચડી આવતા પણુ લાહોર આવી અટકતા કેમકે દીલ્લી નરેશો આ શહેરને હિંદનો દરવાજો માની આ સ્થળે

મહાન લશ્કર રાખતા હતા અને ત્યાં સુબાને મોકલી સ્વતંત્ર સત્તા આપતા હતા.

માહારાજા પ્રથીરાજે લાહોરની સુબાગીરી પોતાના બળવાન પટાવત ચંડપુંડીરને આ વખતે આપી હતી દીલ્લી લસ્કર લઇ ઉતરી આવવાની શાહબુદીન ગોરીની હીલચાલના સમાચાર ચંડપુંડીરને મળતાં તેણે પત્ર લખી વીંધ્યાવટી એક દુતને પ્રથીરાજ પાસે મોકલ્યો પ્રથીરાજ સામંતો વચ્ચે તંબુમાં આનંદ કરતો હતો. દરમીયાન દુતે આવી પત્ર આપ્યો જેમાં દીલ્લી પરની શાહની ચડાઇના સમાચાર હતા. સઘળા સામંતોને પત્ર વાંચી સંભળાવ્યો મોજ વિલાસી પ્રથીરાજ એકીદમ ચમકયો વિલાસને વિસારી જાગ્રત થઇ એકદમ દીલ્લી જવાની તૈયારીનો સઘળાને હુકમ કર્યો સામંતોએ પણ તે સલાહ માન્ય કરી સવાર થતાં તંબુ ઉઠાવવા માંડયા દરમીયાન ચંડપુંડીરનો બીજો દુત આવ્યો અને ખબર આપી કે ગોરી બાદશાહ ચીનાબ નદીના સામા કીનારાથી સાત કોસ આવી પહોંચ્યો છે. માટે સત્તર પધારો ! આપના બાહાદુર સુબા ચંડપુંડીરે તેના સામે જઇ યુદ્ધ મચાવ્યું છે પરંતુ શાહનું મોટું લશ્કર હોવાથી આપની મદદની જરૂર છે શુરા પ્રથીરાજને લડાઇની વાત કાને આવવાથી વિલાસ વીખ જેવો થઈ પડયો તુરત સૈન્યા સહીત ચાલી નીકળ્યો ચંડપુંડીરે ઘણી બાહાદુરીથી શાહના સામે ટક્કર લીધી પણ એક પટાવતનું શું ગજું ? રજપુત લશ્કરને વીખેરી ગોરી આગળ વધ્યો.

દરમીયાન પવન વેગે ઉડતો પ્રથીરાજ ઉદેપુરથી પોતાના બનેવી સમરસીંહ માહારાજને તેમના લશ્કર સાથે લઇ જોત જોતામાં લાહોરથી પાંચ ગાઉ છેટે શાહની સામે આવી દીલ્લી પતી ઉભો રહ્યો ગોરી શાહ પ્રથીરાજને આવેલ જોઇ ચમકયો અને લશ્કરનો પડાવ નાંખી ત્યાંજ અટકયો સામસામાં બને લશ્કરોએ પડાવ નાંખી દીધા.

આ વખત પ્રથીરાજની સેનામાં ઘણા બાહાદુર યોદ્ધાઓ હતા જેમાં એક સમરસીંહ માહારાજ અને બીજો હુસેનખાન કરી શાહબુદીનનો પીતરાઇ ભાઇ હતો. હુસેનખાનને શાહનો પક્ષ છોડી પ્રથીરાજના પક્ષમાં ભળવાનું કારણ એ હતું કે શાહે ચીત્રલેખા નામની ગુણીકાને રાખી હતી તે ગુણીકા હુસેનખાન ઉપર ગુપ્ત પ્યાર રાખતી હતી આ વાતની બાદશાહને ખબર પડતાં ગુણીકાને ઠપકો આપ્યો

કમકાથી નારાજ થઇ ચીત્રલેખા હુસેનખાનને લઇ પ્રથીરાજને આશ્રયે આવી રહી હતી. પ્રથીરાજે તેમને પુર્ણ આશ્રય આપ્યો હતો. આ હુસેનખાન જબરો યોધ્ધો હતો તેથી પ્રથીરાજે પટાવત તરીકે તેને માન પાનથી રાખ્યો હતો.

આ લડાઇમાં પ્રથીરાજના સો સામંત પેકી પ્રથીરાજના કાકા કન્હ ચહુવાણુ પ્રથીરાજનો મોટો સાળો અને દીવાન કયમાસ દેવીભક્ત નાનો સાળો ચામુંડરાય રામરાયગુજર, ધીરપુંડીર, લાહોરનો સુબો ચંડપુંડીર, જેતપવાર, ગમકાઢી, જામજાદવ, બળીભદ્ર, કુરંભદેવ, અલ્લનાય ચહુવાણુ, લંગરીરાય, ગોવીંદરાય, ગેહલોત, હાહુલીરાય, હમીર, દીલ્લીનો કોટવાળ સારંગદેવ, તુંવરપહાડજી, અજાનબાહુ લુહાણો, સીદ્ધપરમાર, નીડરરાય, કનક ચૌહાણુ સંજનરાય, રાજ્યકવી ચંદ બારોટ ને ઉદેપુર માહારાણા સમરસીંહજી હુસેનખાન, વગેરે બળવાન યોદ્ધાઓ આ લડાઇમાં હાજર હતા.

સઘળાઓએ એક મતથી સેનાધીપતીનું પદ માહારાણા સમરસીંહજીને આપ્યું અને તેમના નામનો "જયદૂની ઉચાર્યો" પ્રથીરાજે ઉભા થઇ રાણાજીના કંઠમાં રણમાળા આરોપી એટલે રાણાજીએ સઘળાનો ઉપકાર માની સવારમાં લડાઇની તેયારી જાહેર કરી લશ્કરની સ્પેન વ્યુહની રચના કરી આ રચના એક પક્ષીના જેવી છે કે ચાંચે થોડું, ગળે ભારે, પાંખો પોળી પુંછડે લંબાઇ આવી રીતે સમરસીંહ માહારાજે રચનાથી પોતાનું લશ્કર ગોઠવી દીધું.

ચાંચ ઉપર સુરા, ચંડપુંડીરને પોતાના માણસોના સમુહ સાથે રાખ્યો. ડાબી પાંખ ઉપર હુસેનખાનને લશ્કર સાથે રાખ્યો જમણી પાંખપર રામરાજને રાખ્યો આવી વ્યુહ રચના રચી સમરસીંહ માહારાજે લડાઇ શરૂ કરી ચાંચે રહેલ ચંડપુંડીરના મારાથી શાહનું લશ્કર ટકી શકયું નહીં આખો દીવસ મહાન લડાઇ ચાલી કોઇની હારજીત થઇ નહીં બીજે દીવસ સવારમાં ફરી લડાઇ શરૂ થઇ જેમાં શાહબુદીન પોતે લડાઇમાં ઉતર્યો દારૂણ યુદ્ધ શરૂ થયું રજપુતો શાહને અને મુસલમાનો પ્રથીરાજને મારવા ઉત્સાહથી લડવા લાગ્યા એક બાજુ હુસેનખાન અને તાતારખાનને ભયંકર યુદ્ધ જામ્યું જેમાં તાતારખાને હુસેનખાનને માર્યો એક બાજુ દેવી ભક્ત ચામુંડરાય અને ગોરી શાહબુદીનની લડાઇ જામી જે મધ્યાન થતાં આગળ વધી ચામુંડરાયે શાહબુદીન ગોરીને જીવતો પકડી લીધો શાહ પકડાતાં ર-

જપુત લશ્કરે ગગન ચીરાય તેવો જયનાદ કર્યો મુસલમાની લશ્કર શાહને પકડાયેલ જાણી યુધ્ધ સ્થળ છોડીને નાસવા લાગ્યું.

ગોરી શાહને જીવતો પકડી ચામુંડરાયને ધન્યવાદનો વરસાદ વરસાવતું રજપુત લશ્કર છાવણીમાં પાછું આવ્યું આ લડાઇમાં હુસેનખાન મરાયાના સમાચાર સાંભળી ચીત્રલેખા ગણીકાને સત ચડયું. અને પ્રથીરાજ પાસે આવી ધુંટણીયે પડી બોલી હું ગણીકા છતાં હીંદુ ધર્મની હોવાથી મને સત ચડયું છે માટે આપ કૃપા કરી રણમાંથી સત્વર હુસેનખાનનું શબ મંગાવી આપો કારણ મારા વહાલાને અને મારે છેટું પડે છે. અપસરાઓ તેને વરમાળ આરોપે તે પહેલાં મારે તેને ભેટવું છે સત્વર મારી બળવાની ચીતા તેયાર કરાવો પ્રથીરાજે તેને ધન્યવાદ આપી પોતાના માણસોને તુરત શબ મંગાવી આપવા અને ચીતા બનાવી આપવા હુકમ આપ્યો ચીત્રલેખા ગણીકા છતાં સ્નેહના લીધે સતી થવાથી સઘળા રજપુતોએ તેનાં વખાણ કર્યા પોતાના શાળા ચામુંડરાયને ધન્યવાદ આપ્યો અને ગાજતે વાજતે જયધ્વની ઉચ્ચાર કરતું શાહને માન સાથે રાજ કેદી તરીકે સાથે લઇ લશ્કર દીલ્હી આવ્યું પોતાના રાજાનો વીજય સાંભળી રૈયત ખુશી થઇ અને ભારે ઠાઠ માઠથી સામૈયું કરી પ્રથીરાજને શહેરમાં પધરાવ્યા.

સંયોગતા—પ્રાણ સખી દાહોમી! પ્રાણનાથનાં પરાક્રમનાં જેમ જેમ તું વખાણ કરતી જાય છે. તેમ તેમ મારૂં હૃદય સ્નેહ રૂપી નીરથી ભરાઇ જાય છે. કે ક્યારે મને પ્રાણવલ્લભ પૃથીરાજ મહારાજ મળે! હું એવી ક્યારે ભાગ્યશાળી થઇશ કે માહારાજનાં સાનીધ્ય દર્શનનો લાભ લઉં! સખી! તારા સીવાય આ દુનીયામાં મારૂં કોઇ સગું કે સ્નેહી નથી. પીતાશ્રીને તો હું અત્યારથી કટ્ટો વેરીજ માની ચુકી છું. આ કનોજ શહેર મને હવે જન્મ ભુમી છતાં પ્રીય લાગતું નથી મન તો પ્રાણનાથના નામનીજ માળા જપે છે.

શાણી સંયોગતા! શાન્ત રહે જરા ધીરજ ધર, સ્વયંવરમાં શું બનાવ બને છે. તેતો જોઇયે? બહેન? શું જોવાનું છે? હું કાંઇ પીતાની આજ્ઞા પાળવાની નથી છતાં કદી પ્રાણનાથ નહીં મળતાં મારા પ્રાણ જશે. તો તેની પણ પરવા નથી "**पुनरपी, जननं, पुनरपी मरणं**" એતો સ્વભાવીક શરીર સાથે જડાયેલું છે. આ જન્મે નહીં તો બીજે જન્મે પણ પૃથીરાજને મળીશ બહેન! મારી

ખાતરી છે કે જેમ ઓખાને અનીરૂદ્ધ મેળવવા ચીત્રાલેહા સહાયતા રૂપે મળી હતી તેમ મને પણ પૃથીરાજ મેળવવા તું ચીત્રાલેહા રૂપે છું. એમ હું માનું છું હવે તને યોગ્ય લાગે તેમ કર. સખી!! પીતાની પ્રપંચ જાળનું તો પોગળ ખુલ્લું પડયું. શાહબુદીન ગોરી પકડાયો તેનું શું થયું? આ બધી હકીકત તારા જાણવામાં કયાંથી? જાણે તું પૃથીરાજ માહારાજની પાસેજ રહી હું. એવો તારો અનુભવ મને લાગે છે.

બહેન સંયોગતા! એ હકીકત કોઈ બીજા પ્રસંગે જણાવીશ હાલ તો શાહબુદીનની હકીકત સાંભળ!

જેવો શાહ દીલ્લી આવ્યો કે પાછળ તાતારખાંએ પોતાનું વીખરાઈ ગયેલું લશ્કર એકઠું કરી પાછો ગયો અને સરહદ પર છાવણી નાંખી રહ્યો અને શાહને છોડાવવાની વસ્ટી કરવા લાગ્યો શાહને છોડવાને માટે પ્રથીરાજ હુકમ કરે તેટલી દંડની રકમ આપવા કબુલ થયો શરણુંગતને છોડી મુકવાનો મહાન ગુણ રજપુતોનામાં હોવાથી પટાવતોને તાતારખાનના કાલાવાલા ઉપર દયા ઉપજી દરમીયાન એક પટાવતે કહ્યું શત્રુને કદી છોડવો નહીં રોગ, શત્રુ, અને અગ્ની તથા રૂણ એ ચાર એવાં છે કે ફરી ફરી જાગ્રત થાય છે. માટે રોગ થયો કે તુરત દવા ખાઇ તેનો નાસ કરવો જો ન કરીયે તો શરીરમાં વૃદ્ધી પામતો જાય છે. તે પરીણામે શરીરનો નાશ કરે છે. તેવીજ રીતે શત્રુનું પણ સમજવું માટે રોગ અને શત્રુનો ઉગતાંજ નાશ કરવો એવી નીતી શાસ્ત્રો કહે છે. શત્રુને જીવતો છોડવો એના જેવી બીજી મુરખાઇ આપણી એકે નહીં ગણાય. આ વાકયે તમામના મન ફેરવી નાંખ્યાં.

તાતારખાને બીજીવાર ઘણી કરૂણાજનક આજીજી સાથે વૃષ્ટી મોકલી ઉદારચીત વાળા ચહુવાણુ અને પટાવતોના હૃદયમાં કરૂણા ઉપજી જેથી કેટલાક કિંમતી ઘોડા હાથી રોકડ રકમ અને કિંમતી સાલો દંડમાં લઇ શાહને બંધન મુકત કર્યો.

પ્રથીરાજની અયોગ્ય ઉદારવૃતી અને ભવીષ્યમાં પડતીના ચીન્હે શાહ મુકત થયો. શાહે પ્રથીરાજની માફી માગી ફરી દીલ્લી નહી આવવા વચન આપી ઉપકાર માની શાહ ત્યાંથી છુટયો અને તાતારખા સાથેન ગીજની ગયો.

પ્રથીરાજ મહારાજ શત્રુઓથી નીષ્કંટક થયાનું માની મોજ વિલાસમાં પડયો રાત્રી દીવસ અંતઃપુરમાંજ રહેવા લાગ્યો. યમુના નદીના કીનારાપર આવેલ રાજમહેલમાં તેનો નીવાસ હતો. દીલ્લી શહેર કુબેરની નગરી સમાન ધનથી ભરપુર હતું રાજમહેલ આરસ પહાણનો જુની સીલ્પ કારીગરીથી બાંધ્યો હતો. મહેલની દેવડીપર રાત્રી દીવસ અનેક તરેહનાં વાજીંત્રો વાગી રહ્યાં હતાં. સોના રૂપાની સાંકળે બાંધેલા હાથીઓ રાજમહેલના ચોકમાં ઝુલતા હતા. પટરાણી ઇછિનકુમારી શશીવ્રતા દેવી અને ચંપકવતી રાણીયોથી રાજમહેલ દીપી રહ્યો હતો. જનાનું અત્તર અરગજા આદી સુગંધી પદાર્થોથી બહેકી રહ્યુ હતું હજારો દાસીઓ ત્રણે રાણીની સેવામાં રાત્રી દીવસ હાજર રહેતી હતી. શૃંગારનો શોખીન રાજા પ્રથીરાજ શત્રુની બીક ટાળી અંતઃપુરના મોજવિલાસમાં કનૈયાની માફક આનંદ ક્રીડા કરી રહેવા લાગ્યો. પ્રધાન કયમાસ રાજ ચલાવે છે પટાવતો પણ આનંદ સુખ ભોગવવા લાગ્યા છે.

સંયોગતા—ધન્ય છે સખી તારી વાકચાતુરીને ! ધન્ય છે પ્રથીરાજના જનાનાને !! ઇશ્વર મને એ જનાનાના સુખની કયારે ભાગ્યશાળી બનાવશે ? શું હું આમજ ઝુરી ઝુરીને મારી જીંદગી વ્યતીત કરોશ ?

દાહોમી—વહાલી ! બેન હજી જરા ધીરજ ધર ! ઇશ્વિર સારૂંજ કરશે.

સંયોગતા—ધીરજની આપનાર અને પ્રાણનાથને મેળવનાર પણ તુંજ છું. એટલે તારા ઉપરજ ધીરજ રાખી બેઠી છું. વારૂ ! તેં પદમાવતીની પણ વાત કરી તો તે હકીકત પણ મને સંભળાવ કે મારા ઉત્સાહી આત્માને તે સાંભળી જરા શાન્તા થાય.

બહેન ! તે હકીકત તને કહું છું સ્થીર ચીતે સાંભળ.



## પ્રકરણ ૪ થું.

### પદમાવતીનું પાણી ગ્રહણ.



એક વખત સાંજની વખતે ચહુવાણ રાજા પ્રથીરાજ પોતાના રંગમહેલમાં છજામાં બેઠો બેઠો પોતાની મુંછપર હાથ ફેરવતો યમુનાના ત્રટ ઉપરના જતાં આવતાં માણુસો પક્ષીઓ અને પ્રાણીઓને તથા જળના તરંગો જોતો હતો અને મનમાં ગોરી બાદશાહ સબંધીના વીજયનો વીચાર કરતો હતો કેમકે " શત્રુઓને સંભારવાથી ત્રણ ગુણુની પોતાનામાં વૃદ્ધી થાય છે " બુદ્ધી, પરાક્રમ અને ધીરજતા. શરીરમાં આવે છે. આ વખત પ્રથીરાજના મુખમાંથી નીકળતો હુકમ ઉઠાવનારી એક ખવાસણ દુર બારણાને અડકી ઉભેલી હતી. આ વખતે સંધ્યાકાળનો વખત હતો યમુનાના કાંઠાપર સ્નાન કરી ભુસ્મ ચોળી બ્રાહ્મણો સંધ્યા તર્પણ કરતા હતા પક્ષીઓ ઉડી વૃક્ષોપર આવી બેસતાં હતાં જેમાંથી કેટલાંક પક્ષી આવી રાજમહેલાતની છત ઉપર વિશ્રામ કરતાં હતાં. આ બધી ચીકિત્સા નૃપતી નીહાળતા હતા. અને મનને આનંદ લેતા હતા પક્ષીઓની અનેક તરેહની કીલકીલાટી મધુર અવાજની સાંભળી રાજાનું મન વીશેષ પ્રસન્ન થતું હતું.

એટલામાં એક પોપટ કોટે ચીઠી બાંધેલી પગમાં રત્ન જડીત ઝાંઝર કંઠમાં સોનેરી દોરો, આવો એક પોપટ ઉડી પ્રથીરાજની સામે આવી બેઠો આ પોપટ જંગલી નહોતો પણ સમુદ્રશીખર નગરીના વીજયસુર જાદવરાજાની કુંવરી પદમાવતીનો પોપટ હતો અને તેને અનેક તરેહનાં વાકયો વાત ચીતનો સંવાદ પદમાવતીએ શીખવ્યાં હતાં આ પોપટ પદમાવતીને પ્રાણથી પણ અધીક વહાલો હતો પદમાવતી કુંવરી હતી અને પ્રથીરાજને પરણવાની પ્રતીજ્ઞા કરીને બેઠી હતી. પરંતુ તેના પીતાની ઈચ્છા પ્રથીરાજને આપવાની નહોતી જેથી પદમાવતી લાચાર હતી જેથી પ્રથીરાજને શી રીતે ખબર આપવી તે માટેજ પોપટને પઢાવી આવું જ્ઞાન આપ્યું હતું. અને ચીઠી બાંધી પ્રથીરાજ પાસે મોકલ્યો હતો.

આ પોપટ પદમાવતીનો પાળેલો હતો. રાજા પ્રથીરાજ આ પોપટને જોઇ કાંઇ બોલવા જતો હતો તેવામાં પોપટેજ વીનય પૂર્વક જમણો પગ ઉચો કરી માથું નમાવી મધુર શબ્દો પદમાવતીયે શીખવ્યા પ્રમાણે બોલવા લાગ્યો.

" આપજ હું ધારૂં છું કે, જગત ઉપર પ્રસરેલી મોટી કી- "
" ર્તીના બીજક રૂપ, ક્ષત્રીઓના ચુડામણી રૂપ અને ચહુવાણ "
" વંશના, તેજસ્વી જ્યોતી રૂપ, ચહુવાણ રાજેંદ્ર પ્રથીરાજ માહા- "
" રાજ હશો ? "

આ પક્ષીના વાક્યો અવિનય રૂપ જણાય તો ક્ષમા માગું છું.

રાજા પોપટનાં મીઠાં વચન સાંભળી ઘણોજ પ્રસન્ન થયો. હા ! ! પક્ષી ! ! હું તેજ પ્રથીરાજ છું. પોપટ આ વચન સાંભળતાંજ ઉડી રાજાના હાથ ઉપર આવી બેઠો અને બોલ્યો માહારાજા ! આપના ઉપર મોહીત થયેલી એક રાજકન્યાની પ્રેમ પત્રીકા મારા કંઠમાં છે તે છોડી લઇને વાંચો અને પછી વધારે હકીકત માટે મને પુછો ! પ્રથીરાજે પોપટના કંઠમાંથી પત્રીકા છોડી ઉખેલી તેના મોતી જેવા સોનેરી અક્ષરો જોઇ આનંદ પામ્યો.

" પ્રેમ પત્રીકા. "

ચહુવાણ ચુડામણી ! પ્રીય પ્રાણ, ! ! પ્રથીજીની સેવામાં.

સમુદ્રશીખરનગરીથી લી. આપની દાસી થવાને તલપી રહેલી પદમાવતીના સાષ્ટાંગ દંડવત પ્રણામ, વીશેષ વીનંતી એ છે જે આપના યશની સુગંધી જગતમાં ફેલાઇ રહેલી છે આ દાસી તે સુવાસથી આપની સુહાગણ થવા તલસી રહી છે અને એ મારો આપના પ્રત્યેનો પ્રેમ આ મારો પઠાવેલો ચતુર પોપટ આપ તેને પ્રશ્ન પુછશો એટલે વીદીત કરશે મને જો ઇશ્વરે પાંખો આપી હોત તો પોપટની સાથેજ ઉડી આવત ! એવી મારા હૃદયને તાલાવેલી લાગી રહી છે. પરંતુ શું કરૂં ! લાચાર ! ! લખવાનો પરીચય નથી જેથી વધારે લખતાં ફાવતું નથી. માટે ટુંકા શબ્દોમાં એમ લખું છું કે પ્રાણાધાર પ્રથીરાજ ! ! હવે વહેલા વહેલા પધારી, આપની થયેલ આ દાસીને અંગીકાર કરો વિરહ રૂપી સ્નેહનું બાણ હવે સહન થઇ શકતું નથી. આપ વાંચજો નહીં તો આ અબળા હવે શું કરશે તે આપજ વીચારી લેજો.

લી. તમારી દીકરી.
પદ્માવતીના પ્રણામ.

પદ્માવતીનો સ્નેહ ભર્યો પત્ર પ્રથીરાજે અથથી ઇતી સુધી વાંચ્યો બાદ પોપટ સામું જોયું પોતાના સામી માહારાજાની દ્રષ્ટ થયેલી જોઇ પોપટ બોલ્યો માહારાજ!! સમુદ્રશીખર નામે અલૌકીક નગરી છે. તેતો આપ જાણો છો એ નગરીમાં જાદવકુળના ભુષણ રૂપ વીજયસુર નામે રાજા રાજ કરે છે. સંતાનમાં તેને વૃદ્ધ વયે એકની એક પુત્રીજ છે, જેનું નામ "પદ્માવતી" છે, જેણે મને આ પત્ર આપ્યો છે. જે આપે વાંચ્યો તે આપના ઉપર અનુરકત છે, અમારા રાજ્યમાં અમારા પ્રધાનનું બળ વીશેષ છે. એ પ્રધાન તેના સબંધવાળા રાજા સાથે પદ્માવતીને પરણાવવાની તજવીજ કરે છે પણ પદ્માવતીને તો આપના તરફ એવી રઢ લાગી છે કે, વૃદ્ધ રાજમાતાના અનુનયેજ તે દીવસમાં એકવારજ ભોજન કરેછે તમારા સબંધની વાર્તા કરનાર સખીઓમાંજ તમારા ગુણ કીરતનનું ગાન કરી ઉઘાડી આંખે તમારાંજ ચીત્ર ચીતરે છે. નૃત્ય કળામાં તમારા વીહારવાળા નાચ થાય છે. ટુંકામાં કહું તો ત્યાં નીરંતર તમારા નામનીજ માળા જપાય છે. પદ્માવતીના પીતાથી પ્રધાનનો આગ્રહ પાછો ઠેલાતો નથી. તેમ પદ્માવતીને પરણાવાતી પણ નથી. કન્યાકાળ જવાથી રાજ્યમાતા ઉદાશ રહે છે. સખીઓ પણ ચીંતા કરે છે. ઘણાં રાજકુંવરો ગુપ્ત રીતે માગા મોકલે છે. પણ તે વાતો પદ્માવતીને રૂચતી નથી. શશી રૂતુમાં જેમ પદ્મ સોસાય તેમ સખીયોમાં ચાલતી તમારા નામ શિવાયની બીજી વાતો કાનપર આવવાથી રાત્રોદીવસ પદ્માવતી સોસાય છે. અમારા રાજાની મરજી આપના પ્રત્યે નાળીયેર મોકલવાની છે. પણ અમાત્યથી આપને નાળીયેર મોકલવાની હા પડાતી નથી. ને વૃદ્ધ રાજાને એમજ કે છે કે આપણું નાળીયેર પ્રથીરાજ મહારાજ પાછું ફેરવશે ? એમ કહી નાળીયેર મોકલવા દેતો નથી. હે માહારાજા !! સ્ત્રીઓના પતી સ્નેહના વીરહના જ્ઞાતા છો જેથી વાતનો વધારે વીસ્તાર કરી કંટાળો ન આપતાં આપ સત્વર અહીં પધારી દેવીના મનોરથ પુર્ણ કરો. શાસ્ત્રમાં ભગવાન ઇંદ્રે સ્ત્રીની માગણી પાછી નહીં ઠેલવાનું કહ્યું છે. એમ આપને યાદ આપવાની પણ અગત્ય નથી.

પોપટનું કાલું, કાલું, મધુરં ભાષણ સાંભળી, પ્રથીરાજના હૃદયમાં પ્રેમનો ઝરો વહેવા લાગ્યો. વહાલી ! પદ્માવતીના પોપટ ! ! તું ચીંતા કરીશ મા, કાલે સવારેજ હું તેને પરણવા જવા સ્વારી

આશીશ એમ બોલી ખવાસજીને બોલાવી પોપટને અંતઃપુરમાં મોકલ્યો.

પોપટને જનાનામાં મોકલ્યા પછી પત્રીકા ફરી વાંચી અક્ષર ઉપરથી પદ્માવતીના રૂપ ગુણ સભ્યતાની પરીક્ષાના તર્ક કરવા લાગ્યો. હવે પરણવા જવાની કેવી રીતે તેયારી કરવી તેના વીચારમાં પડયો અને ચંદ બારોટ તથા રામ ગુજરને બોલાવી સવારે આઠ હજાર લશ્કરની તૈયારી કરાવી સવારમાં કયમાષ પ્રધાનને દીલ્લીની સુપ્રત કરી પોતે સમુદ્ર શીખર તરફ જવા પ્રયાણ કર્યું.

રસ્તામાં નાના મોટા રાજ્યો આવે તે પર વીનય કરતો પ્રથીરાજ કેટલેક દીવસે સમુદ્રશીખર નગરીએ આવી પહોંચ્યો. મહારાજાના આવ્યાના સમાચાર સાંભળી પદ્માવતી ઘણીજ રાજી થઈ પદ્માવતીનાં માત પીતા પણ રાજી થયાં. જે પ્રધાન વીરૂદ્ધ હતો તે પણ ફરી ગયો. અને રાજાને નાળીયેર આપવાની સલાહ આપી પોતે નાળીયેર લઇ સામો ગયો. પ્રથીરાજે નાળીયેર સ્વીકારી પ્રધાનને જબરો પોશાક આપ્યો. તુરત ઘડીયાં લગન લઈ ધામધુમથી પદ્માવતી પ્રથીરાજને પરણાવી પદ્માવતીના મોહપાસમાં મહારાજા કેટલીક મુદત ત્યાં રહ્યા બાદ દીલ્લી જવા તેયારી કરી વીજયસુર રાજાએ પુષ્કળ હાથી ઘોડા મ્યાના પાલખી રથ વગેરેનો કરીયાવર કર્યો. તે સાથે પદ્માવતીને લઇ પ્રથીરાજ દીલ્લી આવ્યા રસ્તામાં સરહદના જંગલી લોકોએ પ્રથીરાજને પુષ્કળ ધન લઇ આવતો જોઇ ધાટ રોકી બેઠા. દૈવ અવકૃપાએ રસ્તામાં અચાનક વાવાઝડીનું જબરૂં તોફાન થવાથી પ્રથીરાજને તળેટીમાં પડાવ નાંખવો પડયો. વરસાદ સખત વરસવા લાગ્યો. અંધારી રાત્રી પડતાં લસ્કર ઉપર સરહદી જંગલી લોકોએ અંધારી રાત્રીમાં તીર અને પથ્થરનો વરસાદ વરસાવવા માંડયો. પ્રથીરાજનાં માણસો ઘણા ઘાયલ થઇ પડયાં પ્રથીરાજને લસ્કરી સામંતોએ સલાહ આપી કે થોડા માણસો સાથે આપ પદ્માવતીને લઈ દીલ્લી સીધાવો અમે પાછળ આવીશું. પ્રથીરાજે તે પ્રમાણે કર્યું.

સરહદી લોકોએ પ્રથીરાજના લસ્કરને વીખેરી નાંખી સઘળો ખજાનો લઈ લીધો. બચેલ લશ્કર અને સરદારો નજીકના મોહોબાના પરમાર રાજાનો આશ્રય લેવા જતાં મોહબાનો રાજા કનોજને ખંડણી આપતો હતો જેથી જયચંદને વહાલો થવા શરણે આવેલ

માણુસોમે આશ્રય આપવાને બદલે તેમને બગીચામાં રાખી તેમનાં ખુન કરવા માંડયાં. આ હકીકતથી મોહબાની રાણી પોતાના ધણીને ઘણું સમજાવવા લાગી પણ રાજાએ તે માન્યું નહીં અને પ્રથીરાજના માણુસોનું કાસલ કાઢવા માંડયું.

આ હકીકત પ્રથીરાજે દીલ્લી સાંભળી તેનું વેર લેવાનો નીશ્ચય કરી લશ્કરની તૈયારી કરી મોહોબાના રાજાને સાસન દેવા પોતે ચડયો.

## પ્રકરણ ૫ મું.

### મોહબાના રાજ્યપર પ્રથીરાજની ચડાઈ.

હાલના બુદેલખંડ જેને અગાઉ ચંદેલ પ્રદેશ કહેતા હતા, ચંદેલનું રાજ્ય નાનું હોઈ કનોજ રાજ્યને ખંડણી ભરતું હતું. આ વખતે ત્યાં પરમાર રાજા રાજ્ય કરતો હતો. રાજામાં કોઇ તરેહનું હીર કે શૌર્ય નહોતું. પરંતુ બુદેલ અને આલ્હ નામના બે સરદારો રાણીની સલાહથી રાજ્ય ચલાવતા હતા. આ બંને સરદારો રાજાના જુના કારભારીના પુત્રો હતા. જેણે પ્રાણાંત સુધી નીમક હલાલીથી રાજ્ય સેવા ઉઠાવી હતી. બંને ભાઇઓએ પોતાના પીતાને પગલે ચાલી રાજ્ય કીરતી જાળવી રાખી હતી. આલ્હે પૂર્વે ગયાજી સુધી અને પશ્ચીમે રેવાકાંઠા સુધી ચંદેલની હદ વધારી આપી હતી. અંતરવેધના પણ કેટલાક પરગણાં જીતી રાજ્યમાં ભેળવી દીધાં હતાં.

ઉદો રાજ્ય કારભાર ચલાવતો અને આલ્હ લશ્કરનો સેનાધીપતી હતો જ્યારે પ્રથીરાજના માણુસોપર ક્રૂરતા ચલાવવાનું કામ તેમને કરવા રાજા તરફથી ફરમાવવામાં આવ્યું ત્યારે આલ્હ અને ઉદો, બંનેએ ના પાડી પણ કાનનો કાચો રાજા આ બંને ભાઇના અદાવતીયા લોકોના પાસમાં દોરવાઇ ગયો છેવટે રાજાના હુકમને માન આપી ઉદાએ પ્રથીરાજના કેટલાક સરદાર અને માણુસો કે જે આશ્રય લેવા આવેલા તેમને મારી નાંખ્યા. પરંતુ તેજ વખતે ઉદાએ

જણાવ્યું કે પ્રથીરાજ આ તમારો અન્યાય સહન કરી શકશે નહીં. તેનો બદલો તમારી પાસેથી તે લેશે આવી રીતે રાજ્યના સ્થંભરૂપ આ બે ભાઈ અને રાજા વચ્ચે મન ઉંચા થયાં જેથી અદેખા માણુસોએ રાજાના કાન ભંભેરવા માંડયા.

આલ્હની ખાનગી ઘોડારમાં પાંચ કચ્છી વછેરાંઓ આલ્સે ઉછેરયાં હતાં. આ વછેરાં જાતીલાં અને ઘણાં દેખાવડાં હતાં. જેથી ચંદેલ રાજ્યમાં આ વછેરાંનાં વખાણુ થતાં હતાં જેથી રાજા પાસે અદેખા લોકોએ વછેરાની માગણી કરાવી.

આલ્હે પોતાની માનો વીચાર પુછ્યો ત્યારે માયે કહ્યું. બેટા!! રાજાને સઘળું આપજો પણ એક જુની કહેવત છે કે " **વહુ, વછેરાં માગ ન દીજે** " બેટા ! ! વહુ, અને વછેરાં બીજાને કદી સોંપાયજ નહીં.

માતાનાં હીતકર વચન સાંભળી બંને ભાઇઓએ રાજા પાસે જઈ, વછેરાં આપવાની ના પાડી. જેથી પરમાર રાજાને તેનાપર ક્રોધ ચડયો અને બંને ભાઇઓને હદ પાર કર્યા.

પરમાર રાજાની રાણી મલ્હનદેવી ઘણી ડાહી હતી. તેણે રાજાને આ અઘટીત કાર્ય કરતાં વાર્યો. પરંતુ ચુગલખોરની ઉશ્કેરણીથી રાણીની શીખામણ પથ્થરપર પાણી રેડયા જેવી થઈ પડી.

રીસાયેલ આલ્હ, અને ઉદલ ચંદેલ છોડી કનોજ જયચંદ મહારાજના દરબારમાં આવ્યા. જયચંદે તેમને મોટા હોદ્દાની નોકરીઓ આપી શાથી કે તેઓ ચંદેલ રાજ્યના સ્થંભ રૂપ હતા અને શુરવીર બહાદુર યોદ્ધાઓ હતા એમ સારી રીતે જાણતો હતો.

આ બાજુ પ્રથીરાજ ચડાઈ લઈ આવે છે એવા ખબર ચંદેલના પરમાર રાજાને મળતાં તે મહાન વીચારમાં પડયો. વગર કસુરે આલ્હ અને ઉદલને હદ પાર કર્યાનો આ વખત તેને પશ્ચાતાપ થયો આ વખતે પરમારે સંભાર્યા. રાજાનો પશ્ચાતાપ જોઇ તેની રાણી બોલી. હે રાજા ? પ્રથમ વીચાર કર્યા વગર, વગર વીચારે રાજ્યના નીમકહલાલ બંને ભાઇઓનો તમે અનાદર કર્યો તીરસ્કાર આપ્યો. હવે પશ્ચાતાપ શું કામનો છે ? માટે હવે તમારાં જેટલાં માણસો હોય તેમને સાથે લઈ તમો પોતેજ યુદ્ધમાં ચડો, જોત જોતામાં પવન વેગી પ્રથીરાજનું લશ્કર ચંદેલ રાજ્યની હદમાં આવી પહોંચ્યું.

અને પ્રજા પર પોતાના માણુસોને માર્યાનુ વેર લેવું શરૂ કર્યું. લોકો બીક અને ત્રાસનાં માર્યાં પરમાર રાજા પાસે આવવા લાગ્યાં. અને મદદ માગવા લાગ્યાં રૈયતનો કકળાટ સાંભળી રાજા વધારે ગભરાયો હવે શું કરવું તેને માટે સામંતોની સભા ભરી ચુગલખોર સામંતોએ સલાહ આપી પ્રથીરાજ મહાન બળવાન રાજા છે. માટે તેની સામે જઈ લડવામાં ફાવી શકશું નહીં. શહેર સુધી તેને આવવા દેવો મુલકનું ગમે તે થાય. આપણે શહેરમાં રહી શહેરનો બચાવ કરવો. કીલ્લામાં રહી લડીશું. જે આલ્હ અને ઉદલને હદપાર કર્યા છે તેને પાછા બોલાવવા અને કનોજ મહારાજાની મદદ માગવી શાથી કે તે પ્રથીરાજના કટ્ટા દુશમન છે માટે આપણુને મદદ આપશે.

આવી સામંતોની સલાહ પરમાર રાજાને તો પસંદ પડી. પરંતુ પરમારના જુવાન પુત્રને પસંદ પડી નહી જેથી તે સામંતોની સલાહને હશી કાઢી બોલ્યો. તમો સઘળા બીકણુ અને બાયલા છો. ઉમરમાં ઘરડા થઈ ગયા છો એટલે જુવાન રજપુતાણુના લોહીનો જુસ્સો તમારામાં નજ હોય. ઘરમાં રહી અબળાની માફક લડવું આવી અબળાની બુદ્ધી રૂપી સલાહ આપવી વ્યાજબી નથી. તમને શરમ પણ આવતી નથી. તેનું કારણુ મેં ઉપર કહ્યું તેજ છે.

પ્રથીરાજનું જબરૂં લશ્કર દેશ અને પ્રજાની ખરાબી કરતું કરતું માહોબે આવે ત્યાં સુધી આપણે બાયલાની માફક ઘરમાં બેસી રહીએ તે શું તમને લાજમ છે ? ગરીબ લોકો, સ્ત્રીઓ અને ગાય ભેંસ વાછડાંના બરાડા ! છોકરાંની ચીસો, આપણે બાયલાની માફક ઘરમાં બેસી સાંભળી રેશું એ કદાપી પણુ બને કે ? ધીક્કાર છે તમને અને તમારી અયોગ્ય સલાહને ! વળી તમારા રજપુતના લોહીને પણુ હજારોવાર ધીકકાર છે ! કે પ્રજાની વારે ચડવામાં વીલંબ કરો છો !! આલ્હ અને ઉદલ જેવા સરદારોને હદપાર કરાવાની તમારામાં હિંમત આવી, પણુ પ્રજા રક્ષણુની લેશ માત્ર પણુ હિંમત નથી આવતી આથી તમોને બીજી શરમ શું કહું ?

તમારામાં જો હિંમત ન હોય તો ખેર ! પરંતુ તમારી રજપુતાણીના દુધને દીપાવવા શત્રુઓની તરવારને જોઇ પ્રાણુ તો અરપવા હિંમત ધરો ? પરંતુ રાજાને લાંછન લાગે તેવી સલાહ આપતા બંધ રહો.

ચંદેલની ધરતીને આજ હું રજપુતના બીજ રહીત માનું છું. પ્રથીરાજમાં તમે શાં પરાક્રમ દેખો છો! અજમેર જેવું બાપનું રાજ છોડી તે પ્રાણ બચાવી નાશી છુટયો છે. અજમેરમાં ખ્વાજા પીર રાજ કરે છે પ્રથીરાજ તો માત્ર નામનોજ રજપુતાણામાં નધણીઆતો રાજા છે! દીલ્હી પણ એણે કયું પરાક્રમ કરીને લીધી છે. કે જેનાથી તમે આટલા બધા ડરી જાઓ છો! શાહબુદ્દીનને તેણે એકાદ બે વખત હરાવ્યાથી તેને અભીમાન આવ્યું છે પણ શુરવીર સરદારો તમે નથી જાણતા કે અભીમાન તો રાવણનો પણ રહ્યો નથી. સઘળે સ્થળે કાંઇ માણસની જાત થતી નથી પ્રથીરાજનું પણ તેમજ સમજજો તમારી ધરતીને પ્રથીરાજનું લોહી પાવાજ ઇશ્વરે તેને અહીં મોકલ્યો છે માટે કીલ્લો બંધ કરી અંદર બેસી રહેવાની સલાહ રાજાને નજ આપવી

આવું બ્રહ્મજીત પુત્રનું વચન સાંભળી સામંતોને હાડોહાડ વાપી ગઈ પણ ખુંખારા કરી બોલ્યા! કુમાર!! અમારી સલાહ રાજ હિતની હતી. તમે એમ નહીં ધારતા કે અમે લડવાના કાયર છીએ અમે રજપુતનો ધરમ સમજીએ છીયે. રાજનીતી પણ જાણીએ છીયે કે યુદ્ધના જેવો માંગળીક પ્રસંગ રજપુતને બીજો કોઇજ નથી. અમે પ્રથીરાજ સામે જઇશું ને પુન્ય પ્રતાપે વીજય કરીને આવીશું. હવે અમને રજા આપો, પેસતા શત્રુને રોકવામાં વીલંબ કરવો નહીં.

આઠ હજાર માણસો અને ભાયાતો લઈ પાંચ સામંતો પ્રથીરાજ સામે લડવા ચાલ્યા અને સારસવા ગામ આગળ મોરચો માંડયો મલખાને કયમાસ સામે નરસીંહ ચંડપુંડીર સામે અને ચામુંડરાય સામે જેશંગ મીનો બાંધી ઉભા બાકી અરીસીંહ અને વીરસીંહની સરદારી તળે ચંદેલના લશ્કરે ચહુવાણ લશ્કર સામે યુદ્ધ રચ્યું. મીન બાંધી ઉભા રહેનાર ચંદેલના સરદારો પોતા પાસે પુરતું લશ્કર નહીં હોવાથી રણમાં પડયા. જેથી વીરસીંહને ક્રોધ ચડયો, કયમાસ ચંડપુંડીર અને ચામુંડરાય સામે એકલો લડવા લાગ્યો ને કેટલાંક માણસો હણી આખર રણમાં પડયો અરીસીંહની હિંમત ગગડી ગઈ. સઘળું લશ્કર રણમાં નાશ પામ્યું. અરીસીંહ ઘણા ઘા થવાથી લોહી વહેવાથી અશકત થઇ પડયો જેથી તેનો માણસ ઉપાડી લઇ નાશી ગયો મુઠીભર માણસોએ આવી સરસવાના યુદ્ધની હકીકત કહી રાજાની ગભરામણનો પાર રહ્યો નહીં.

હારવાના સમાચાર સાંભળી પરમાર રાજા ગભરાઇ ગયો. મુળથીજ તેને પ્રથીરાજની સામે લડવાની હિંમત નહોતી. તેમાં પરાણે માટી કરી હા પડાવી લશ્કર મોકલાવ્યું. આ બધું લશ્કર મરાયું જેથી રાજાને જબરી દહેશત લાગી હવે શું કરવું તેનો વીચાર કરવા રાજનાં સ્થંભ રૂપ ગણાતા, અને સાચી સલાહ વખતો વખત આપનાર હતા. તેવા કલ્યાણરાય નામના કાયસ્થ તથા રાજાના દસોંદી જગનક ભાટ રાજપુરોહીત કેશવરામ તેમને રાજાએ પોતાની પાસે બોલાવ્યા ને કહ્યું કે આપણું રાજ્ય આબાદ રહે તેનો શું ઉપાય કરવો ! મતલબ મહારા દુધ ચોખા સાકર રહે તેવો ઉપાય બતાવો ! મારે તો પ્રથીરાજ સામે લડવું નથી.

આવા વચન રાણી મીણળદેવીએ સાંભળ્યા પોતાનો પતી આવો નાસૌર્યવાન જોઇ તેને પગથી માથા સુધી વ્યાપી ગઇ, ને ઉંડો નીસાસો નાંખી બોલી કે—

**शाम सांकरे जानके, रहे अवर घर सोय;**
**सो रानी फीरती लोआ, कुल रजपुत न होय.**

હે રાજાજી !! આપનો દોષ નથી. મારા માત પીતાનોજ છે ! કે આપ જેવા નામર્દ રાજાને વેરે મને પરણાવી !! હું રજપુતાણીછું ! તમો લડવામાં કાયર છો તો મારાં કપડાં પહેરો ! હું તમારા પહેર પૃથીરાજ સામે યુદ્ધ કરવા જવા તૈયારછું.

કાઢું કંકણ હાથથી પહેરો આપ શરીર;
કાંતી પહેરો પામરી, વહાલા નણદી વીર.

હે રાજાજી !! આપને મરદ સરજ્યા ! તેમ કરતાં મને બૈરીને બદલે ઇશ્વરે મરદ બનાવ્યો હોત ! તો હું મારી જમણી ભુજામાં સમશેર ધરી એ પ્રથીરાજને બતાવી આપત ! કે રજપુતો આવા લડવૈયા હોય છે ! પણ હું શું કરૂં કે લાચાર છું ! બૈરી જાત છુ. તો પણ ફીકર નહીં ! આપ ગભરાશો નહીં. હું પોતેજ પ્રથીરાજ સામે લડવા તેયાર છું. " જુ ભાગ્યાં પેરણાં કાઢી નાખવાથી " પ્રથીરાજ તમને છોડવાનો નથી. જો આવી હિંમત મુળથીજ હતી તો શા માટે વગર વીચારે, તમારે આશરે આવેલ પ્રથીરાજનાં

નીરપરાધી માણુસોને મારી નાંખવાં હતાં! તેમને મારતી વખત વિચાર કરવો હતો.

જે મતી પીછે ઉપજે, સોમતી આગે હોય,
કાજન વીનસે આપકો, દુરીજન હસે ન કોઈ.

માહારાજા પહેલેથીજ વીચારવું હતું! પણ તે વખતે તો ચુગલ ખોર પાસવાનોની સલાહ માની સારા સલાહકારનાં અપમાન કરતા હતા. આલ્હ અને ઉદલને દેશવટો આપ્યો અત્યારે તમે શું કરશો! એ ચાર સારા નીમકહલાલી સરદારો હતા તેઓ બીચારા તમારૂં લુણુ હક કરી દુશ્મન સામે લડાઈ કરી રણમાં પડયા ! તમોને હવે જીવ વહાલો લાગે છે પણ તેથી કાંઇ દુશમનને દયા આવવાની નથી! હવે લડયા વીના છુટકો નથી માટે જનાનાના ખુણાગાં ભરાઈ રાજ્ય ચલાવવું તમને હવે શોભશે નહીં. હું જ્યારથી આલ્હ અને ઉદાને હદપાર કર્યા ત્યારથીજ રાજ્યને સુન્યવત ભાળું છુ માટે મારી સલાહ હૃદયમાં ઉતરતી હોય ને રાજ્યને બળવાન શત્રુના હુમલાથી બચાવવું હોય તો પ્રથીરાજ પાસેથી બે માસની મુદત માગી લ્યો કે અમારે લડવા લશ્કર તૈયાર કરવું છે એ શુરો રાજા છે. વળી જાતે રજપુત છે. માટે જરૂર તે બે માસની મુદત તમને આપશે.

મુદત મળે કે તરત આલ્હ અને ઉદલનાં મનામણાં કરો જેને માટે રાજ્યનાં સારાં સારાં પાંચ માણુસ મોકલો કે મનાવીને તેડી લાવે.

આ પ્રમાણે કરશો તોજ ચંદેલની ગાદી તમારા હાથમાં રહેશે. અને તમારાં દુધ ચોખા ને સાકર કાયમ રહેશે. તે જીવો ત્યાં સુધી જમજો ! જીવ વહાલો કરે તેવા રજપુતનો તમનેજ આ દુનીયામાં જન્મ ધરી મેં જોયા! અને મારાં પણ પુરવનાં મહાભાગ્ય કે મોહોબાના રાજાની હું પટરાણી થઇ !!

રાણીનાં આવાં વાકય સાંભળી કલ્યાણદાસે કહ્યું, માહારાજ આપણો હાલનો સમય ઘણોજ બુરો છે બે વરસ થયાં સુકો અને લીલો એ બે દુકાળ ચાલે છે વસ્તી પાયમાલ થઇ ગઇ છે વળી શરૂવાતની લડાઇમાં હાર ખાવાથી લોકોનાં મન ઉંચાં થઇ ગયાં છે.

માટે જેટલો વીલંબ તેટલી વધારે ખરાબી છે. શત્રુનું સૈન્ય હાલમાં તમારાજ રાજમાં ધામો નાખી પડયું છે. જેથી તમારાજ રોટલા ખાય છે. અને તમારી રૈયતને રંજાડે છે. માટે રાણીજીની સલાહ માન્ય કરો !! તેમના કહ્યા મુજબજ કામ કરવું. આલ્હ, અને ઉદલને જયચંદ હવે એમના એમ આવવા દેશે નહી માટે મારા અભીપ્રાય પ્રમાણે જયચંદ માહારાજાના પર પત્ર લખી આપના નામની વિનં-તી કરવી જેમાં મદદ માગવી. બીજા બેઠેલ સરદારોએ પણ રાણીજીની સલાહ માન્ય કરી.

રાણીનાં કટાક્ષ પણ પોતાના હિતનાં વચનો સાંભળી રાજાને પણ તે વાત ગોઠી જેથી અનેક તરેહનાં ભેટનાં સાધનો લઇ જગનક ભાટને પ્રથીરાજ પાસે કનોજ વિનંતી પત્ર લઇ મોકલ્યો તે જાતે ભાટ હતો જેથી ચહુવાણ વંશનાં વખાણ કર્યાં બાદ ચંદ સાથે મસલત ચલાવી ચંદે પોતાના રાજા પ્રથીરાજને વિનંતી કરી બીજા સામંતોએ સંમતી આપી કે ન્યાયને માટે એમજ થવું જોઇએ ! સઘળાનો એક મત થવાથી લાવેલ ભેટ પ્રથીરાજે સ્વીકારી અને જગનક બારોટને શીરપાવ આપ્યો તથા પરમાર રાજાને કિંમતી જવાહીર જડીત્ર તરવાર ને ઢાલ મોકલાવી ને બે માસની લડાઇ બંધ રાખવાની મુદત આપી આથી પ્રથીરાજના ઉદારચીત અને બળની લોકમાં તુલના થવા લાગી પ્રથીરાજ જેવો શુરવીર આ વખતે હિંદમાં કોઇ રજપુત નહોતો.

જગનક પરમાર રાજા પાસે આવ્યો ને સઘળી હકીકત નીવેદન કરી સઘળા ખુશી થયા અને લડાઇની તૈયારી માટે લશ્કરની ભરતી કરવા ગોઠવણ કરવા માંડી રાજ્ય ખજાનો ખાલી મુકયો.

આલ્હ અને ઉદલને તેડવા જગનક બારોટને કેટલાક માણસ સાથે મોકલ્યો સાથે જ્યચંદ મહારાજાનો વિનંતી પત્ર પણ આપ્યો બારોટ, કનોજ આવ્યો આલ્હ ઉદલ બંને ભાઇને મળ્યો અને સઘળી હકીકત નીવેદન કરી પ્રજા અને રાણી રાજા સરદારો વીગેરે સૌ આપની રાહ મેઘ માફક જુવે છે રાજાના કૃત્યને ધીકકારે છે. તમારા વીન્યા રાજ્ય નીસ્તેજ થઇ ગયું છે. રાજાની બુદ્ધી હવે સુધરી છે તમારે માટે પશ્ચાતાપ કરે છે મનમાં મુંઝાઇ મરે છે શત્રુ પ્રથીરાજે ચંદેલની હદમાં આવી છાવણી નાંખી છે. પ્રજાની પુરી

અવદશા છે અરીસીંહ વગેરે સઘળાએ લડાઈ કરી અને તે સઘળા લડાઇમાં માર્યા ગયા છે હવે તો દેવી અને પ્રજા ફાટી આંખે તમારી વાટ જુવે છે. પ્રથીરાજ સામે ફરી લડાઇની બે માસની મુદત માગી છે હવે ગઇ ગુજરી ભુલી જઇ દેશમાં પધારો દેશને બચાવો સ્વભુમીનું રક્ષણ કરવું એ તમારો ધર્મ છે જો તમે નહીં આવો તો ચંદેલનો મુલક, અને મોહબા શહેર આપણા રાજાને ઘરે રહેવાનું નથી રાજાતો ઠીક પરંતુ કુમાર બ્રહ્મજીત રાજ રહીત થઈ જશે ! !

ઉદલ બોલ્યો—દશોંદી ! ! તમે કહો છો તે સઘળું ખરૂં છે પરંતુ અમારો શો અપરાધ ! ! દેશવટો દેતાં અમારો એક પણ ગુણ રાજાને યાદ આવ્યો નહીં અમારા પીતાશ્રીએ ચંદેલની ચાકરી માંજ પોતાનું જીવન વ્યતીત કર્યું અમો પણ તેજ પીતાના પુત્ર હોઇ પીતાને પગલે પગલે ચાલી રાજાની નીમક હલાલીથી નોકરી કરી રાજ્ય હિતાર્થે અનેક દુઃખ વેઠતા આવ્યા છતાં નગણા રાજાને કાંઇ પણ ભાન આવ્યું નહીં અમારી બેઈજત કરી અમને હદપાર કર્યા. ત્યારેજ અમે સ્વભુમી છોડી નીકળ્યા છીએ. બારોટ ! ! સ્વભુમીના રક્ષણ માટે તમારી માફક અમને પણ ઘણું થઇ આવે છે મનહલદેવી (રાણી) અમારી માતા છે. મુર્ખ રાજાયે બુદ્ધી ભ્રષ્ટ થઇ તમને કાઢી મુકયા તે વાત ખરી પણ તેજ રાજા સમજ્યો અને તમને માન પૂર્વક બોલાવે છે અને મને તેડવા અહીં મોકલ્યો છે તો રાજાનું આમંત્રણ સ્વીકારી આવવું જોઇયે ક્ષત્રીનો એ ધર્મ છે ક્ષમા એતો તમારૂં રજપુતોનું ભુષણજ છે ! દેશના રક્ષણ માટેજ હું તમને કહું છું રાજાના સામે અત્યારે તમારે જોવાનું નથી રાણી મનહલદેવી તેમના પુત્ર અને પ્રજા સામું તમારે હાલમાં જોવાનું છે રાજા હલકા પાસવાનોની સલાહમાં ચાલ્યો તેનો પસ્તાવો અત્યારે કરે છે માટે તમો આવી રાજાને શાંત પમાડો ઝાઝી ખેચાતાણમાં દેશનું અહિત થઇ જશે એ નક્કી સમજજો તમે તમારો ક્ષત્રી ધર્મ વિચારો ! !

દશોંદીનાં આવા વાકય સાંભળી ઉદલની મા બોલી બેટા ! ! હવે હદ વળી ગઇ પોતાનો રાજા સંકટમાં હોય તે વખત પ્રજાએ માન અપમાનની દરકાર રાખવી નહીં માટે તમો બંને ભાઇ તૈયાર થાઓ ! ! આવાં વાકયો સાંભળી જન્મ ભુમી માટે બંને ભાઈનાં

હૃદય ગભરાઈ આવ્યા જેથી તુરત બેઉ ભાઇ ચંદેલ જવા તૈયાર થયા રસોઇની ડોશીએ તૈયારી કરાવી દરમીયાન બંને ભાઇ જયચંદ માહારાજાની રજા લેવા હથીયાર બાંધી તૈયાર થયા જયચંદે પરદેશ જવાના પોશાક દેખી કહ્યું મારી રજા સિવાય ક્યાં જવા તૈયાર થયા છો ? ઉદલે અથથી ઇતી સુધી સઘળી વાત વીદીત કરી એવામાં જગનક પણ ત્યાં આવી પહોંચ્યો જયચંદે બંને ભાઇઓને કહ્યું મારી રજા સીવાય તમારાથી જવાય નહીં શાથી કે આજ સુધી મારો પગાર ખાધો છે. માટે તમારા રાજા, તમારી જન્મ ભુમીનું રક્ષણ કરવા જાઓ તે કેમ બને ? હું તમને રજા આપવાનો નથી આલ્હને જયચંદના કડક વચનથી ક્રોધ ચડયો મહારાજ ! ! અમે તમારા નોકર છીએ ! તમારૂં રજક ખાઇએ છીયે ! પરંતુ જન્મભુમીને આફત આવતી હોય, જન્મભુમીનો રાજા ગાદી ભ્રષ્ટ થતો હોય, શત્રુ પોતાના રાજાનું રાજ પડાવી લેતો હોય, તો તેવે વખતે સ્વભુ-મીનું રક્ષણ કરવા શુરવીરો પરાધીન રહ્યા હોય તો પણ હાજર થાય છે ! અને તે જેની નોકરી કરતા હોય તે તેવા શુરાને ખુશીથી રજા આપે છે! અમે જેની સામે લડવા જઇયે છીયે. તે તમારો પણ કટ્ટો વેરી છે. તે ખ્યાલ કરો ? બેશક ! તમારી આજ્ઞા માનવી એ અમારો ધર્મ છે પણ તે આજ્ઞા આ વખતે અમો માન્ય કરીશું નહીં ? અત્યારે અમારી ભુમી ઉપર જવાળા લાગી છે શું આલ્હ અને ઉદલ તે જવાળા ટગર, ટગર. જોયા કરશે ? પ્રથીરાજ ચહુવાણ અમારા પરમાર રાજાનું રાજ પડાવવા મોહબાની ભુમીમાં પડાવ નાંખી પડ્યો છે. માટે અમો જવા તૈયાર થયા છીયે અને નામદારની આજ્ઞા લેવા આવ્યા છીયે. ખુશી થઇ રજા આપો નહીં આપો તો પણ પરવા રાખીશું નહીં કદી શીર જોરાઇથી રોકશો તો બંને ભાઇઓ તોફાન કરીશું ને પછી મોહબા તરફ ચાલ્યા જઇશું.

આલ્હનાં ઉદ્ધત વાકય સાંભળી જયચંદને ક્રોધ ચડયો અને તે બોલવા જતો હતો તેવામાં જગનક ભાટે પરમાર રાજાનો વીનંતી પત્ર જયચંદ માહારાજાના હાથમાં આપ્યો અને મોઢેથી બે સુમાર વખાણ કરવા લાગ્યો ભાટનાં વખાણ સાંભળી રાજાનો ક્રોધ સમાઇ ગયો પરમારરાજાનું વીનંતી પત્ર વાંચતાં તેમાં નમ્રતાના શબ્દો લપેલા આજીજી કરી મદદ માગેલી તે વાંચતાં જયચંદનું મન શાન્ત થયું ક્રોધને ઠેકાણે હૃદયમાં દયા દેવી આવી ઉભી રહી.

અરે ! ! આવા નમ્ર સ્વભાવના રાજાને અવશ્ય મદદ કરવી જોઇયે ધન્ય છે આલ્હ ઉદલની રાજ્ય ભકતીને ! ! રાજાના અવગુણને બાજુ ઉપર મુકી તેનાં રક્ષણ માટે પ્રાણ આપવા તૈયાર થયા છે કે મારી પણ પરવા રાખતા નથી ! જેથી માહારાજા ખુશી થયો અને જવા આજ્ઞા આપી તે સાથે પરમારનું વીનંની પત્ર સ્વીકારી બંને ભાઇઓને જબરો પોશાક આપ્યો પ્રથીરાજનો ગર્વ ઉતારવા સારૂ પોતાના દસ મોટા સરદારો અને વીસ હજાર પાયદલ લશકરને સાથે લડાઈ કરવા મોકલ્યું બારોટને એક હાથી, બે ઘોડા દશ હજાર રૂપીયા અને બે ગામ લખી આપ્યાં આલ્હ ઉદલ લશ્કર લઇ મોહબા તરફ રવાના થયા.

બંને ભાઇઓના મોટા લશ્કર સાથે આવવાના સમાચાર સાંભળી સામા લેવા જવા પ્રજા રાજા રાણી સરદારોએ ધામધુમથી સામૈયું કયું અને વાજતે ગાજતે શહેરમાં લાવ્યા આ પ્રમાણે અનહદ માન લેતા સ્વારી સાથે બંને ભાઇ રાજમહેલના ચોકમાં આવ્યા જયચંદના સરદારોને પણ રાજાએ જબરૂં માન અને કીમતી પોશાક આપ્યો મદદ માટે માહારાજા પર ઉપકાર પત્ર લખી મોકલ્યો પ્રથીરાજ સામે લડાઈમાં જીતવાની આશા થોડીજ હતી છતાં મરવું યા મારવું એવો આ બંને ભાઇનો નીશ્ચય હતો જેથી બીજે દીવસ સવારથી લડવાની તૈયારી કરવી જાણી બંને ભાઈ પોત પોતાના મકાનપર રાત્રીની વીશ્રાતી કરવા લાગ્યા પ્રાતઃ થતાં બંને તૈયાર થયા અને પોતાની માતા પાસે રજા લેવા આવ્યા માતા બોલી ! ! બેટા ! ! યુદ્ધમાં ખુશીથી પધારો પાછી પાની દઇ માતાને લજવશોમાં ! હું તમારી માતાછું તમારો જન્મ તમારી ભુમીની સેવા માટેજ આપ્યો છે કાંઈ તમારૂં રક્ષણ કરી ખમા ! ખમા ! કરી મહેલમા ભરાઇ રહેવા માટે આપ્યો નથી ! બેટાઓ ! ! રાજસુખ અનીત્ય અને ક્ષણ ભંગુર છે. માટે સ્વર્ગનું રાજ નીત્ય અને સ્થાયી છે તે પ્રાપ્ત કરવા ઇચ્છા રાખજો જો મારા દુધથી ધાવી ઉછર્યા હો તો આ મારો આશીરવાદ માન્ય કરજો હું તમારી માતા તમારી બંને સાધવી સ્ત્રીઓને લઈ પાછળજ આવું છું. માટે ચીત સ્ત્રીયોમાં નહીં રાખતાં રાજાનું શ્રેય કરવામાં રાખજો.

માતાનાં આવાં વાકય સાંભળી બંને ભાઇ ખુશી થયા માજી!!

સુપુત્રોને શીખામણુ દેવા જરૂર નથી! કહી માથું નમાવી સભાગૃહમાં આવ્યા ત્યાં રાજા રાજકુમાર તેમનું લશ્કર જયચંદના સરદાર તેમનું લશ્કર અને આ બંને ભાઇ તૈયાર થઇ શહેર બહાર જવા લાગ્યા.

પ્રથીરાજને આગલે દીવસ ખબર આપી હતી તેથી તે પણુ લડવા તૈયાર થઈ રહ્યો હતો સામ સામાં બંને લશ્કરનો ભેટો થતાં કાયર પરમાર રાજા ડરી ગયો અને બોલ્યો મારે લડાઇ કરવી નથી પ્રથીરાજનું મન મનાવી હું તેની શરણુંગતમાં જવાનોછું શાથી કે. પ્રથીરાજ મને કાળ ભાસે છે. બાપનાં આવાં નીરબળ અને બાયલાં વચન સાંભળી બ્રહ્મજીત કુંવરને ક્રોધ ચડયો અને તે બોલ્યો! આલ્હ, ઉદલ, પણુ રાજાને ધીક્કારવા લાગ્યા રણુ સંગ્રામમાં આવ્યા પછી રાજા આ શું બોલોછો તમારે પાછા જવું હોય તો જાઓ ! અમે પાછા ફરવાના નથી પાછા ફરશો તો પણુ મરણુ હશે તો છોડવાનું નથી આતો ક્ષત્રી કુળમાં જનમ લઇ ક્ષત્રી કુળને લાંછન લગાડોછો ! તો પણુ રાજા તો લડાઈ પહેલાં પાછો ફરી શહેરમાં ભરાઇ ગયો.

રાજાના ગયા પછી આલ્હે લડાઇ કરવાનો હુકમ આપ્યો યુદ્ધ મહાન દારૂણુ થયું, હજારો માણુસોનાં મડદાં જમીન પર પડવા લાગ્યાં, કનોજીયા અને ચહુવાણુના કેટલાક મોટા સરદાર મરાયા આખર આલ્હની હાર થતી જોઇ આલ્હે બ્રહ્મજીત કુમારને કહ્યું કુમાર આપણો વીજ્ય થવા સંભવનથી માટે આપ શહેરમાં સીધાવી જાઓ આપની ઉમર હજી બાળક છે ભવીષ્યમાં મોહબાનું રાજ જીવીને કરવાનું છે માટે મારી સલાહ માનો ! હું તમારી વતી મરતાં સુધી લડીશ.

કુંવરે જવાબ દીધો હું મારા પીતા જેવો કાયર નથી ! નાનો પણુ અભીમન્યુ માફક લડવાનોછું મને મોહબાના રાજની પરવા નથી સ્વર્ગરાજની પ્રાપ્તીની પરવા છે માટે વાહાલા સરદાર ! ! મને પાછા ફરવાની સલાહ ન આપો હુંતો લડીશજ.

એમ કહી હાથી મોખરે ચલાવી બ્રહ્મજીત કુંવરે મહાન દારૂણુ યુદ્ધ મચાવ્યું ચહુવાણોને બતાવી આપ્યું કે બાળ રાજકુમારો પણુ આવા શુરવીર હોય છે.

છેવટ એકનું ઓસડ અનેક પોતાના સમો વડીયા સરદારને લઇ

બ્રહ્મજીત મહાન બહાદુરી કરી રણુમાં પડ્યો. આ શબ્દ ઉદલને કાને આવતાં તેની આંખ ફાટી અને યુદ્ધ મહા ઘોર મચાવ્યું. પરંતુ ચહુવાણુના લશ્કરી બળના જોર આગળ તે વધારે વખત નહીં ટકતાં આખર રણુમાં મરાયો.

ઉદલનું માથું ધરણીપર પડયાના સમાચાર સાંભળતાં ચંદેલમાં ત્રાસ વરતાઇ રહ્યો. ઉદલે મહાન બહાદુરી આ યુદ્ધમાં કરી હતી જેથી પ્રથીરાજ રાસામાં ચંદબારોટે તેનું નામ અમર રાખ્યું છે.

તીનું મીલકે મારીયો, રણુજસ રાજકુમાર;
મારે ભડ ચહુવાણુકે, શીર બીન એક હજાર.

શુરા ઉદલના ધડેજ એક હજાર ચહુવાણુને માર્યા હતા કુંવર બ્રહ્મજીત અને ભાઇ જેવો ભાઈ ઉદલ મરાયાથી આલ્હની આંખ ફાટી આંખમાંથી અગ્ની ઝરવા લાગ્યો. તેણે મહાન યુદ્ધ મચાવ્યું પ્રથીરાજ આદી ઘણાને ઘાયલ કર્યા છેવટ પોતાનાં સઘળાં માણસો મરાઇ જવાથી આલ્હ પોતાનો દીવસ ફરેલો જાણી વૈરાગમાં પડયો પોતાના ધનુષ્યની પણછ કાપી નાંખી ફેંકી દઇ સાધુ થઈ ચાલ્યો ગયો.

આખર ચહુવાણુનો વીજય થયો ચામુંડરાયને હુકમ મળતાં પરમારને પકડી પ્રથીરાજ આગળ રજુ કર્યો. તેણે ઘણીજ આજીજી સાથે માફી માગી જબરી ભેટ ધરી પ્રથીરાજે ખંડણી નકી કરી. તેનું રાજ તેને પાછું આપી દીલ્લી આવ્યો. જયચંદ પણ આથી મહાન ગુસ્સે થયો. આ સમય પ્રથીરાજની પુર્ણ ચડતીનો હતો. તેવો સમય તેણે ફરી જોયો નહીં. જીતથી પ્રથીરાજ મહાન ગર્વમાં આવ્યો.

સંયોગતા—બહેન દાહોમી! આવા એક શુરવીર રાજાનું ચરીત્ર અદ્યાપી સુધી મેં મારે કાને સાંભળ્યું નથી ધન્ય છે મહારાજા પ્રથીરાજને! હું તો એને ભરતખંડનો ઇંદ્રરાજાજ માનું છું! દૈવ મને કયારે સાનુકુળ થાય કે એ માહારાજાના મુખ દર્શન કરી અરધાંગના બનું! સખી ! ! પીતાશ્રી તો તેમના કટ્ટા દુશમન છે જેથી આ મારી ઇચ્છા તેઓ તો શેની પુર્ણ કરે! અગર મને કરવાદે ? સખી ! હું નીરભાગી ! આ દેહ શી રીતે ટકાવી શકીશ મારી પાસે પદમાવતી જેવો પોપટ પણ નથી કે મારી દુખદશા પ્રથીરાજ

માહારાજને વીદીત કરે. બહેન ! ! હુ તો ખરેખર આપના કારાગ્રહમાંજ પુરાઇ છું, અરે રે ! ! મારી કાંઇપણ સ્વતંત્રતાજ નથી. આપણે અહીં આવ્યા અગાઉ તો મારા મનથી હું આપના રાજ્યમાં પુર્ણ સુખી અને સ્વતંત્ર છું એમ માની રહી હતી. પરંતુ આ સ્વયંવરની રચના જોવા આવતાં મને આજે જાણે હું જુદીજ દુનીયામાં એકલી ઉભી છું મારૂં સંસાર નામ ફકત તુંજ છું સખી ! ! હજારો સખીયો છે. તે હવે મને કોઈ પ્રીય લાગતી નથી ! પ્રાણ નાથને મેળવનાર તારા સીવાય કોઇજ નથી.

હાહોમી ! ! ગભરાઇશમાં ! તારૂં રક્ષણુ તારો જેના પર દ્રઢ નીશ્ચય થયો છે તેજ કરશે. એ મહારાજા શુરો બાણાવળી વીલાસી અને એક વચની છે. સમય આવે હું તને મેળવી આપીશ. હાલ પીતાની મરજી અનુસાર ચાલવું એ મારી તો સલાહ છે.

વારૂ ! પીતા કહેશે કે આ આવેલ કુમાર અને રાજા પૈકી તું તારી ઇચ્છામાં આવે તેને વરમાળ આરોપ ? આ હુકમ શું મારે માન્ય કરવો ! કદી તું હા પાડ તો પણ તે આજ્ઞા હું તો પાળવાની નથીજ ? માત પીતા કદી તેમ કરતાં દુઃખ આપશે તો તે દુઃખ પ્રાણનાથ પ્રથીરાજ મહારાજના નામપર સહન કરીશ પણ મારે તો હવે સ્વયંવર જોતોજ નથી. મેં તો મારો સ્વયંવર પસંદ કરી લીધો છે હવે મારૂ ગમે તે થાઓ ?

બહેન ! ! આ હઠ બુરી છે. તેનું પરીણામ હું સારૂં ભાળતી નથી. તમારા અડંકી પીતા પોતાની ટેક છોડશે નહીં. જેથી મહાન વીપરીત પરીણામ આવશે ભયંકર લડાઇઓ જામશે અને ભરતખંડ-માંથી રજપુત નામ નાબુદ થૈ જવા જેવું થશે. હજારો રજપુત યોદ્ધાઓ અંદર અંદર મરાશે કપાશે. ભરતખંડમાંથી રજપુત રાજ્ય નાબુદ થશે ! માટે આ આગ્રહ છોડી દેજે હજી હું ને તું એજ જાણીએ છીએ.

સંયોગતા—સખી. "જમીન, જોરૂ, જર."

આ ત્રણ કજીયાનાં ઘર છે અને રજપુતો તેને માટેજ દેહાર્પણ કરતા આવ્યા છે. હાલ તેમ થાય તો કાંઇ નવાઇ ન ગણાય. એક "દ્રૌપદી" સારૂ પાંડવ કૌરવનું કુળ ક્ષય થઇ ગયું. તેમ કદી મારા

માટે થાય અને દીલ્હી કનોજ અને તેની મદદમાં બીજા રાજ્યો આવી પાયમાલ થાય તો પણુ ખેર ! ! હું તો પ્રભુ ! ! પ્રભુ ! ! અને પ્રભુનેજ પ્રાણુનાથ માનીશ.

દાહોમી—બાઇ આથી જગતમાં તારે માટે અપવાદ લેખાશે કે એક સંયોગતાના જન્મવાથી રજપુતાણું અંદર અંદર હણાયું ! ! બહેન ! ! પ્રાણુનાથને પ્રાપ્ત કરતાં એ અપવાદને ગણુતી નથી. ભલે હું કળયુગની બીજી "દ્રૌપદી લેખાઉં" તો તે રીતે પણુ મારૂં નામ તો ઇતીહાસમાં અમર રહેશે ? એમજ માનીશ.

સંયોગતા આવી દુરાગ્રહ હઠ છોડી દે ?

બહેન ! ! પ્રાણુનાથની પસંદગી કરતાં તું મારી હઠને દુરાગ્રહી માને છે !

વારૂ ! ઠીક ! ચાલ હવે હું આ સ્વયંવરના મંડપમાં રહેવા માગતી નથી. હવે મહેલમાં જઇએ. ત્યાં વીચાર કરીયે.

હા, બા ! ! ચાલો ત્યાં નીરાંતે વાત ચીત કરીશું.

સંયોગતા ચાલતાં ચાલતાં પાછું વાળી સુવર્ણની પ્રથીરાજની મુરતી સામું ને મુરતી આંખની દ્રષ્ટી તળે અદ્રષ્ય થતાં સુધી વારી ઘડીએ જોવા લાગી. સઘળી સખીયો રાજ મહેલમાં આવી.



# પ્રકરણ ૬ ઠું.

## દાહોમી ઉર્ફે કર્ણાટકીનું ટુંક ચરીત્ર.



સંયોગતા રાજમહેલમાં આવી પરંતુ તેની દ્રષ્ટી તો સુવર્ણના પુતળામાંજ ત્રાટક કરી રહી છે. પોતાની આંસપાસ કોણ છે. શું કરે છે તેનું તો તેને કશું ભાનજ રહ્યું નથી.

આવી અચાનક સંયોગતાની સ્થીતી જોઇ અંતઃપુરની સઘળી દાશીયો મહાન શોકમાં પડી ગઇ. અને અરસ પરસ કહેવા લાગી કે બાની આવી તબીયત અચાનક કેમ બગડી ગઇ. પોતે મૌનવ્રતજ ધારણ કરી રહ્યાં છે. આપણી કોઈની સાથે કાંઇ વાત ચીત કે આનંદ કરતાં નથી બાને પરણવાનો જબરો ઉછરંગ હતો જેથી સ્વયંવરમાં પધાર્યા અગાઉં કેવી હાસ્યવીનોદની દરેક સખી સાથે વાતો કરતાં હતાં. આતો અચાનકજ આવું અબોલપણું લઈ બેઠાં છે તેનું કારણ કશું સમજાતું નથી. ત્યારે બીજી બોલી બા હવે સ્વયંવરની મીતી નજીક આવવાથી કયા રાજકુમાર સાથે મન મીલાવવું તેના વિચાર વમળમાં ઘુમાતાં હશે ? માટે આપણે બાને હાલમાં બોલાવવાંજ નહીં. તેમની ઇચ્છાતુર વરતવું એમ અરસ પરસ બોલી એક પછી એક એમ સઘળી દાસીઓ ત્યાંથી ખશી બીજા રૂમમાં જવા લાગી.

સંયોગતાને તેટલુંજ કામ હતું કેમકે તેનું ચીત આ વખત દાશીઓમાં નહોતું. પણ દીલ્હી અધીપતીનામાં હતું. સઘળી દાશીઓ જવાથી પોતે એકલી રહી એટલે દાહોમીને હાક મારી કે તુરત પાસેના ખંડમાંથી તે ત્યાં આવી.

દાહોમીને જોતાંજ તેને ગળે બાઝી બોલી ! ! બહેન ! ! આ બાળાનું ચીત બહુ મુંઝાય છે. હવે મારે શું કરવું પ્રથીરાજ મહારાજ તો અહીં નહીંજ આવે અને સ્વયંવરની મુદત આડા દીવસ પાંચજ રહ્યા છે હવે આત્મ હત્યા કર્યા શિવાય બીજો ઉપાય નથી. હું ભ્રમીત ચીત વાળી આ સંસારમાં પ્રીતી વડે પરવશ પડી છું સખી ! ! કાંઇ ઇલાજ બતાવ કે માહારાજાને મારી વારે ચડવા

તેડાવું અથવા તેઓ હરેક તરેહની યુક્તી કરી મારૂં હરણ કરી મને દીલ્હી લઇ જાય. બેન ! ! દાહોમી. "રાત થોડી ને વેશ ઘણા" એમ આપણને થયું છે. આ કામ તારા શીવાય બીજું કોઇ કરી શકે એમ નથી. માટે તું ગમે તેમ કરી પ્રથીરાજમહારાજ પાસે જા ? અને આ વીરહણીના વીરહની સઘળી હકીકત નીવેદન કર ? આ પાંજરે પુરાયેલ પક્ષીણીનું રક્ષણ કરશે. તેમને કાને મારા દુઃખના શબ્દ પડવાની જરૂર છે. શબ્દ પડેથી તેઓ ઝાલ્યા રહે તેવા નથી. એમ તારા મુખથી મેં અત્યાર સુધી સઘળું સાંભળ્યું તેથી મારી ખાત્રી થાય છે. માટે દાહોમી ! ! જેટલો વીલંબ થાય છે. તેટલી આપણને પરીણામે હાની થવાની છે.

દાહોમી—બહેન ! ! સંયોગતા ધીરજધર! ધીરજધર !! ઇશ્વર સઘળું સારૂંજ કરશે તું કે છે કે આ સ્યયંવરમાં તે નહીં આવે ? પણ તે તો કદી બનવાનું નથી. એ શુરો રાજા છુપે વેશે પણ સ્વયંવરમાં આવવાનોજ. અને સઘળી ચરચા જોવાનો કેમકે તારી બાલ્યાવસ્થાના સ્વરૂપનું વર્ણન મેં ઘણી વખત તેમના મુખથી સાંભળ્યું હતું.

સંયોગતા—એકદમ હેં ! હેં !! બેન તેં કયાંથી સાંભળ્યું, શું તું તેમના સહવાસમાં રહેલું છું ? મને તો તારૂં બોલવું જુદાજ પ્રકારનું જણાય છે. તારાપર તેમની મહેરબાની હોય તોજ તારી સાથે વાત કરે ? સખી ! ! એવો પ્રસંગ તેમની સાથે તારે કયાંથી હોય ? નાહક તું મને કલાવે છે ! મારી મશ્કરી કરે છે ! સંયોગતા હું કદી જુઠું બોલતીજ નથી. હું જે કહુ છું. તે સઘળું સત્યજ કહું છું. તેમની આ મેં જે જે હકીકત કહી છે તે મારા સાનીધ્ય-ની છે. તેમના સ્વભાવ અને રીતભાતની હું સંપુર્ણ માહીતગાર છું. તું જેની અભીલાષા રાખે છે તેમ પ્રથીરાજની હું પણ એક સમયે અરધાંગના હતી તેની માનીતી હતી અને મનના માન્યાની સેવા ઉઠાવી પુરણ રાજ સુખ ભોગવ્યું છે. મારી આજ્ઞા વીન્યા તેઓ મારી પાસેથી દુર પણ જઇ શકતા નહોતા એવા મારા સ્નેહમાં લુબ્ધ હતા એવો પણ એક દીવસ મારો વખત હતો, અને આજે પણ વખત છે કે તારી દાશી થઇ તારી આજ્ઞા ઉઠાવુંછું. સંયોગતા ! ! ઇશ્વર રાખે તેમ રહેવાનું છે પરંતુ મેં મારૂં ભવીષ્ય મારે હાથેજ બગાડયું છે ! એમાં પ્રથીરાજનો જરા પણ દોષ નથી જેથીજ આજે

રાણી મીટી દાશી થવાનો મારો વખત આવ્યો છે એક કાળે તારી આપક મને પણ ખમા ! ! ખમા ! ! ! કરનાર હજારો દાશીયો મારી તેનાતમાં હાજર રહેતી હતી તેજ આજે ! તારી તેનાતમાં રહી તને ખમા ! ખમા ! બોલે છે. પ્રેથીરાજની અરધાંગના થયેલી કદી આ સ્થીતી ભોગવે નહીં પરંતુ મારાં કાળાં કૃત્યથીજ આ ફળની ભુકતા હું થઇછું. જે માહારાજા મારી આંખથી ઘડી ભર અલગા થતા નહોતા તે હવે મારૂં મોઢું પણ જોવા માગના નથી મને કદી જીવતી પણ રહેવા દે નહીં. સખી સંયોગતા !! તેમની બીકથી જ હું તેમના દુશમન તમારા પીતાના આશ્રયમાં આવી રહીછુ તમારા પીતાએ મને અભયદાન આપી તમારી હજુરમાં રાખી છે તમો પણ મને માન પાનથી રાખોછો એટલે મારા જીવને આનંદ પામુંછું બાકી પ્રથીરાજ જેવા માહારાજાની અરધાંગનાને આ ફળ નજ હોય ! સંયોગતા એકીદમ વિચારમાં પડી, બહેન ! બહેન ! તારાં વાકયો સાંભળુંછું કે હું તે સ્વપ્નુ ભાળુ છું ? સયોંગતા !! તું ભાળતી હું તે ખરૂં !! પરંતુ મારે મન તો તે સ્વપ્નુંજ છે. કાંઇ પણ અતીશયોકતી વગરજ મેં તો તને સત્યજ કહ્યું છે.

વાહાલી બહેન દાહોમી !! હવે તને દાશી કે સખી તરીકે મારાથી બોલાવાયજ કેમ ? કેમકે જે પ્રાણનાથની હું અભીલાષા રાખી મારા મનના માન્યાં બોલાવા નીશ્ચય કર્યો છે. તેની તો તું એક કાળે પ્રાણ હતી તો હું પણ ભાગ્યશાળી કે તારો મને ઇશ્વરે સમાગમ આપ્યો. અને મારેજ માટે તને આહીં મોકલી. જ્યારે તું. માહારાજની માનીતી હતી તો પછી મારા ખબર જઇ તેમને આ-પવામાં તને હવે હરકત શું છે ? જા સત્વર મારૂં કામ કરી આપ ?

બા !! તમારૂં કામ તો થયેલુંજ પડયું છે. પ્રથીરાજ આ સ્થ-ળમાં અવષ્ય આવશે પરંતુ મારા શા હાલ થશે. તેજ મને વિચાર થાય છે.

બહેન !! તારે તે વિચાર કરવાનો નથી ? હું તને એક ઘડી પણ મારાથી છુટી રાખનાર નથી. બા ! એ વાત ખરી છે. પરંતુ માહારાજા તે કદી માન્ય રાખશે નહીં ? શા સારૂ નહીં રાખે ? હું કહીશ કે આપને મેળવવામાં આ મારી સખીએજ મને પુરણ મદદ આપી છે. અને તેની મદદથીજ હું આપને મેળવી શકી છું મારૂં કહ્યું, માહારાજા માનશે ! સંયોગતા તે વાત ખરી છે તેઓ મહાન

દયાળુ છે. પરંતુ મેં જે તેમનો ગુનોહ કર્યો છે. તે ગુનાહની તેઓ કદી માફી આપી શકે તેમ નથી.

સંયોગતા—બહેન ! ! એવો તે શો ગુનોહ કર્યો છે કે માહારાજા તને માફી ન આપી શકે ?

દાહોમી—તું હવે મારી અંગીત બહેની થઈ છું માટે તે સઘળી હકીકત સવીસ્તર કહું છું તે તું સાંભળ સંયોગતા મારૂં નામ દાહોમી નથી પણ ખરૂં નામ તો "કર્ણાટકી" છે એ નામથીજ હું દીલ્લી રાજ્યમાં પ્રસિદ્ધ છું મારૂં ચરીત્ર કહેતાં મને શરમ આવે છે પરંતુ આ સ્થળે કહેવાની ખાસ જરૂર છે.

જે વખતે પ્રથીરાજ ગુજરાતપર ભોળા ભીમદેવ સામી લડાઈ ચડયા અને તેમણે ત્યાં વીજય મેળવી ભીમને હણી તેના દીકરાને પોતાને હાથે ગુજરાતની ગાદીપર બેસારી ત્યાં પડાવ નાંખી રહ્યા અને પોતાના વીજય સ્થંભનો વાવટો ચડાવ્યો આ વખત પાટણ શહેર દેવપુરી નગરી ગણાતું હતું. પ્રતાપી મુળરાજની સમૃધીથી ભરપુર રહ્યું હતું પ્રજા ધન ધાન્યથી ઉભરાઈ રહી હતી સીધરાજનું રચેલ સહસ્ત્રલીંગ સરોવર, અને અનેક ભવ્ય દેવાલયો પાટણનગરીને શોભાવતા હતાં. આવી ગુર્જર ભુમીની પાટણનગરીને જોઇ, પ્રથીરાજ ઘણાજ ખુશી થયા પાટણના લોકોએ ભેગા મળી માહારાજાને ઘણું માન આપ્યું અને પ્રથીરાજનું લશ્કર શહેરની ખરાબી કરતું હતું તે અટકાવવા અરજ કરી દયાળુ પ્રથીરાજ મહારાજે પ્રજાની ખરાબી નહીં કરવાને તથા તેમને નહીં લુંટવાને પોતાના લશ્કરને સમજુત આપી ગુજરાતની ભુમીની મંદમંદ હવા જોઇ માહારાજાએ કેટલીક મુદત પાટણમાં પોતાનો મુકામ રાખ્યો.

ભીમદેવના મરણના સમાચાર સઘળી ગુજરાતમાં ફેલાવાથી ઠેકઠેકાણે બંડો ઉઠવા લાગ્યાં. પ્રથીરાજે પાટણમાં મુકામ રાખી સઘળાં બંડો સમાવ્યાં.

ગુજરાતના નાના, મોટા, તમામ લોકો અને ખંડીઆ રાજાઓએ આવી પ્રથીરાજને ભેટો ધરવા માંડી આ વખતે પાટણની એક સુપ્રસીદ્ધ ગુણીકા ચીત્રલેખાએ પ્રથીરાજ પાસે નાટારંભ કરી પ્રથીરાજ માહારાજને ભેટ તરીકે ચીત્રલેખાએ કર્ણાટક દેશમાં ગયેલી તે વખતે એક નાજુકડી બાળા છોડી પોતા ભેગી લાવી હતી. તે છોડીને પોતાની દીકરીથી પણ અધીક લાડ લડાવી પાળી પોષી

મોટી કરી હતી. જેનું નામ તેણે "કર્ણાટકી" રાખ્યું હતું. આ વખત તેની ઉમર બાર વર્ષની થઈ હતી કર્ણાટકીને ચીત્રલેખાએ નૃત, ગાન, હાવ ભાવ, શ્રૃંગાર અને ચીત્રકળામાં ઉંચા પ્રકારની તાલીમ આપી હતી. કર્ણાટકીને તે પોતાનો પ્રાણજ માનતી હતી.

આ કર્ણાટકી તે હું પોતેજ. ચીત્રલેખાએ બરાબર બાર વર્ષની ઉમરે માહારાજા પ્રથીરાજને ભેટ તરીકે આપી.

આ કર્ણાટકીને ઘણીજ રૂપાળી મૃગનયની પુરૂષોનાં મન હરણ કરવામાં મહાન ચતુર હતી, કર્ણાટકીની અવસ્થા અગ્યાત મુગ્ધા અવસ્થામાં હતી તેનું શરીર ધીરે ધીરે યુવાવસ્થામાં પ્રવેશ કરતું હતું તેના શરીરની કાન્તી, તેના રૂપનું ગૌરવ શરીરના બાંધાનો મરોડ, ગજ ગામીના પરી સમાન શોભતી હતી.

ચીત્રલેખા ગણીકાએ પ્રથીરાજ પાસે નાચનો મજરો કરી પોતાની વહાલી પુત્રી ગણી ઉછેરેલી કર્ણાટકીને પ્રથીરાજ મહારાજ સનમુખ ભેટ તરીકે અર્પણ કરી,

પ્રથીરાજ મોજીલો, શોખીલો, વિષય રસનો સંપુર્ણ જાણનાર હતો તે આ ભેટથી કર્ણાટકીને જોતાંજ તેના રૂપ અને શરીરના મરોડ ઉપર હર્ષઘેલો બાહાવરો બની ગયો કર્ણાટકી રૂપી નવ યૌવન મુગ્ધા ભેટ મળતાં ચીત્રલેખા ગણીકા ઉપર ઘણાજ પ્રસન્ન થયા તેને અસંખ્ય જવાહીર અને કીમતી વસ્ત્રાલંકાર બક્ષીસ આપ્યા.

અહીં કેટલાક દીવસ પડાવ રાખી પાટણની પ્રજાનો સંપુર્ણ પ્યાર મેળવ્યો ભીમદેવના પુત્રનો ભારી દંડ લઇ માહારાજાએ પાટણ છોડયું અને જે અજમેરનો તારાગઢ ભીમદેવે તોડી નાંખ્યો હતો. તે પુનઃ સમરાવવા અજમેરમાં પડાવ નાંખ્યો અને ત્યાં તારાગઢ સમરાવ્યો, અજમેરમાં કર્ણાટકીએ ધીરે ધીરે પ્રથીરાજ માહારાજને કામ ક્રીડામાં નૃત વાજીંત્રમાં એટલા બધા લીન કરી દીધા કે પ્રથીરાજ અન્ય સઘળા રાગ તજી દઈ કર્ણાટકી પાસેજ રાત્રી દીવસ રહેવા માંડયું મુળેજ મોજીલો હતો તેમાં વળી વેષ્યાની છોકરી રૂપી કર્ણાટકી મળી જેથી કર્ણાટકીએ એટલો બધો ગાંડો બનાવી દીધો કે ગઢ પુરો થઇ રહ્યા છતાં તે અજમેરથી દીલ્હી જવા પડાવ ઉઠાવતો નહીં. શાહબુદીનના વખતો વખતના અચાનક હુમલાથી દીલ્હીની સ્થીતી રીતી કેવી હશે તેનો પણ તેણે લક્ષ રાખ્યો નહીં

સાથેના સરદારો પણ મુંઝાવા લાગ્યા પણ પ્રથીરાજ દીલ્લી જવાનું નામ પણ લેતો નહીં અને રાત્રી દીવસ કર્ણાટકીની પ્રીતીમાંજ તલ્લીન બની રહ્યો હતો. અને પ્રેમ પાસમાં વધુ વધુ પ્રેરાતો જતો હતો જેથી સઘળા સરદારોએ એક મત થઈ કર્ણાકટી પાસે જઈ કહ્યું કે તમે તો જરા મનમાં વિચાર કરો? શહાબુદીન જેવો બાહાદુર દુસ્મન દીલ્લીપર ટાંપી રહ્યો છે. માટે હાલમાં :દીલ્લીને રેઢી મુકવી ઉચીત નથી. રાજા પ્રથીરાજ તમારા પ્રેમમાં આંધળો થયો છે. તેને રાજકાજ કે દીન દશાનું કશું ભાન તમે રહેવા દીધું નથી હવે તમે તેમને સમજાવી દીલ્લી લઇ ચાલો?

કર્ણાટકી સમજણી હતી જેથી સરદારોની સલાહ વ્યાજબી ધારી માન્ય કરી કર્ણાટકીયે પ્રથીરાજને દીલ્લી જવા સમજાવ્યો પ્રથીરાજ કર્ણાટકીને લઈ સરદારો સાથે અજમેર છોડી દીલ્લી તરફ તુરત રવાના થયો અને કેટલેક દહાડે દીલ્લી પહોંચ્યો.

હિંદનાં ચાર મોટાં રાજ્યમાં પ્રથીરાજને ગુજરાત સર કરવાથી પોતાને ચકરવર્તીપદનો હસ્તીનાપુરની ગાદીનો ગર્વ થયો હવે કનોજ પર હરેક રીતે વીજય કરવા તેની તૃષ્ણા વધી.અને પોતે ચકરવર્તી પદ ધારણ કર્યું.

આ સમાચાર જયચંદને કાને આવતાં તે મહાન ક્રોધે ભરાયો પોતે ગુસ્સે થઈ સરવોપરી પદ તોડવા પોતેજ રાજસુયજ્ઞ કરવા વિચાર કર્યો.



# પ્રકરણ ૭ મું.

## જયચંદના યજ્ઞની શરૂવાત.



કનોજના માહારાજા જયચંદે પોતાના રાજસુયજ્ઞની ઇચ્છા જણાવતાં તેના વૃદ્ધ પ્રધાન "સુમતી" એ નમન કરી સલાહ આપી જણાવ્યું કે માહારાજા ! ! કળયુગમાં રાજસુયજ્ઞ કરવાની ધર્મશાસ્ત્રોએ મના કરેલી છે, વીક્રમાદીત્ય જેવા ઉજાણના મહાન ચક્રવર્તી રાજાઓએ પોતાનો " ચક્રવર્તી શક " પ્રવરતાવ્યો. પણ રાજસુયજ્ઞ કર્યો નહી માટે આપે પણ આ વીચાર માંડી વાળવો જોઇએ. કદી આપને ખ્યાતી મેળવવા કાંઇ ઇચ્છા હોય તો નામના મેળવવાના બીજા ઘણા માર્ગો છે. માટે એવું કોઈ મહાન કાર્ય કરો કે પાછળના કાળમાં લોકોમાં આપનું નામ અમર રહે.

પુરાણોની કથાઓ જોતાં રાજસુયજ્ઞ કરવાના પરીણામ સારાં આવ્યાં નથી પણ ઉલટું બળ, કીર્તીનો અને મેળવેલ ધનનો નાસ થઈ જાય છે, શાથી કે યજ્ઞમંડપની તમામ ક્રીયા કરવામાં ફકત રજપુતો જ જોઇયે છીયે. હળ ખેડવાનું, મશાલ પકડવાનું, વાસણમાંજવાનું, ઝાડુ વાળવાનું વગેરે કામ કરવા રાજાઓજ જોશે ? તે કામ ક્ષત્રી શિવાય અન્ય વરણથી થઇ શકશે નહી.

આપ જાણોછો કે આવી ધાર્મિક ક્રીયા ઉપર શ્રદ્ધા રાખી કયો રાજા એવાં નીચ કામ કરવાની ઇચ્છા રાખશે ? કોઈજ નહી માટે જો આપને આપની નામનાજ કાયમ રાખવી હોય તો મોટાં મોટાં નવાણો બંધાવો, મોટી, મોટી પાઠશાળાઓ બંધાવો તીર્થના ઘાટો સમરાવો, રોગીઓના રોગ હરવા, ઔષધશાળાઓ મોટા ખરચે સ્થાપો ! અશોક રાજાની માફક કીર્તીસ્થંભો ચણાવો, પરંતુ રાજસુયજ્ઞ કરવાની વાત માંડી વાળો, હું આપનો પ્રધાન છું. અન્યનું હિત કરવું એ મારી ફરજ છે. અને તેના માટેજ આ મારી ખરી સલાહ આપું છું.

જયચંદ બોલ્યો પ્રધાનજી ! તમારૂં કહેવું સત્ય છે. પરંતુ

રાજસુયજ્ઞમાં જે મહત્તા છે તે અન્ય કામ કરવામાં નથી માટેજ તેમ કરવા મારો વિચાર થયો છે યજ્ઞ કરવાથી ઘણા રાજાઓને આપણા ખંડીયા રાજા કહેવડાવી શકીશું કદી કોઈ માથું ઉચકી મારી આજ્ઞાને ઉલંઘન કરશે તો તેના સામે લડવામાં આપણા બળની તુલના થશે. અને કસોટી કઢાશે જેથી આપણને કસોટી કરવા પ્રસંગ મળશે કહ્યું છે કે.

" असंतोषी, द्वीजानेष्टा, संतोषीच महीपति. "

બ્રાહ્મણોએ દાન લેવામાં કદી અસંતોષ રાખવો નહીં તેમજ રાજાઓએ મેળવેલ રાજ્યથીજ કદી સંતોષ રાખવો નહીં માટે જે રાજાએ અનેક રાજા પાસેથી પોતાના બાહુ બળવડે ખંડણી લીધી નથી તે રાજા તેલ વગરના તલ જેવો સમજવો પ્રધાનજી ! હું મારો નીશ્ચય ફેરવવાનો નથી માટે તમારી રૂડી બુદ્ધી વડે આ કામમાં મને સંપુર્ણ મદદ કરો.

શાહ વચન, સીંહન ગમન, કેળ ફળે એકવાર,
તેલ, ત્રીયાને હમીર-હઠ, રૂઠે ન બીજી વાર.

રાજા જયચંદનો નીશ્ચય જોઈ છેવટ સુમતી પ્રધાન બોલ્યો જેવી માહારાજાની ઈચ્છા ! કહી પ્રધાને ત્યાંથી ઉઠી યજ્ઞ સબંધી કાર્યની ગોઠવણ કરવા માંડી ને યજ્ઞની તારીખ નીમી.

દેશ દેશના રાજાને રાજસુયજ્ઞ ઉપર આવવા કંકોતરીઓ લખાઇ હીરા, મોતી માણેક, રૂપું, સોનું અનાજ, ઘી સાકર, જવ તલ વીગેરે સઘળી જોઇતી ચીજોની સામગ્રી એકઠી કરવા વરધી આપી આવનાર રાજા માટે નદીના કીનારાપર ખુલ્લા મેદાનમાં તંબુઓ નખાવા માંડયા અને બીજી તરફ બ્રાહ્મણોને બોલાવી યજ્ઞ શાળા બાંધવા માંડી લોકો પણ હુકમ કરવાથી પોત પોતાના ગજા સંપત્ત ખર્ચો કરી ઘર સણગારવા લાગ્યાં કાશી, ઉજણ, નીમીષાઅરણ, બંગાળ દક્ષીણ ગુજરાત મદ્રાસ આદી પ્રદેશોમાંથી વીદ્વાન બ્રાહ્મણોને બોલાવવા માણસો મોકલવા માંડયાં.

આવનાર માણસોનો સત્કાર કરવા, પાકશાળા વગેરે જુદાં જુદાં ઘણાં ખાતાં પાડી દરેક ખાતાની દેખરેખ ઉપર માણસો મુકરર કર્યા ને તે વ્યવસ્થા તેમને હવાલે સોંપી.

આવી રીતે રાજસુયજ્ઞની તડામાર ધામધુમ કનોજમાં થવા માંડી વીદ્વાન બ્રાહ્મણો આવવા લાગ્યા તેમનો સત્કાર કરવા માંડ્યો જયચંદ માહારાજાના આમંત્રણને માન આપી કનોજમાં ઘણા રાજાઓ એ હાજરી આપવા માંડી ફક્ત દીલ્હીનો પ્રથીરાજ અને તેનો બનેવી ઉદેપુર રાણા સમરસીંહે હાજરી આપવા અને હુકમને તાબે થવા ના પાડી આવા ખાસ સમાચાર જયચંદને મળ્યા ત્યારે તે મહાન ગુસ્સે થયો પરંતુ ધીરજ રાખી ફરી તેમને કહેણ મોકલવા દુત મોકલ્યા જેઓ દીલ્લી ઉદેપુર તરફ તુરત રવાના થયા દુતે આવી દીલ્લી પ્રથીરાજની સભામાં જણાવ્યું કે "ચહુવાણરાય" તમે સવેળાએ યજ્ઞમાં હાજર નહીં થાઓ તો અનીષ્ટ ઉપજશે પ્રથમના આમંત્રણને માન આપ્યું હોત તો યજ્ઞમાં સૌથી ઉંચું કામ કરવાના કામપર તમને નીમ્યા હતા પરંતુ તમારી ગેર હાજરીના લીધે મહારાજા જયચંદે તે જગ્યા પુરી દીધી હવે તો યજ્ઞ મંડપના દ્વારપાળ તરીકે કામ કરવા તમારી નીમણુંક કરી છે માટે સીઘ્ર તમારી નોકરીપર આવી હાજર થાઓ.

દુતનાં આવા વચન પ્રથીરાજને અને તેના સામંતોને વજ્ર જેવાં લાગ્યાં છતાં પ્રથીરાજ વડીલોની શરમથી મૌન્ય ધારણ કરી રહ્યો એટલે ગોવીંદરાય ગેલોતે ઉતર આપ્યો કે અરે અસભ્ય બોલનાર દુત!! જા? તારો રાજા જયચંદ શું મદઘેલો બન્યો છે કે દીવાનો થઈ ગયો છે! તેનું અમાત્ય મંડળ પણ ચીત ભ્રમીત થયું છે કે શું? કળીકાળમાં શાસ્ત્ર મર્યાદાનો ભંગ કરી રાજસુ યજ્ઞ થાય કેમ? રાજસુયજ્ઞ કરવો એ કાંઇ નાની સુની અને સહેલી વાત નથી ત્રણ લોકનું દાન આપવાનું સમર્થ બળી રાજામાં હતું ત્યારેજ તેણે રાજસુ યજ્ઞ કર્યો હતો અને તે વખતે સતયુગ હતો.

રાવણને મારી કુબેરને પ્રસન્ન કરી દશરથના પુત્ર રામચંદ્રજીએ રાજસુયજ્ઞ કર્યો હતો અર્જુન જેવા બંધુ શ્રીકૃષ્ણ જેવા સહાયક તેવા યુધીષ્ટરે રાજસુયજ્ઞ કર્યો.

પરંતુ તારા રાજાને કોની સહાયતા છે ત્રણ લોકને બદલે એક લોકનું દાન આપવા પણ તેનામાં ક્યાં તેવડ છે. કે આવી મુર્ખાઇ આદરી બેઠો છે! ગોરીશાહનો મદ ઉતારનાર ગુજરાતના રાજાને નમાવનાર દીલ્લીપતી ચહુવાણ પ્રથીરાજ મહારાજ અને સુર્ય વંશના

ભુષણ રૂપ સમરસીંહ માહારાજથી શું વીશેષ તારો જયચંદ ચડી ગયો ! કે આવું નછાજતુ કત્ય આદરી બેઠો છે !

તારા જયચંદને ભરતખંડની ભુમી ક્ષત્રીના બીજ રહીત ભળાતી હશે ! પણ ના ! તેમ નથી ? જા ? તારા જયચંદને કહેજે કે ચહુવાણ પ્રથીરાજ મહારાજ તને યજ્ઞ કરવાની રજા આપતા નથી ગોવીંદરાયના વચન સાંભળી સઘળા સામંતોએ ટેકો આપ્યોને છડીદારે આવેલ દુતનું અપમાન કરી તેને સભા બહાર કાઢી મુકયો ઉદેપુર ગયેલ દુતને પણ સમરસીંહ માહારાજે તેવાં વચન કહી અપમાન કરી કાઢી મુકયો ઝંખવાણા પડી ગયેલ દુતો એક પછી એક વીલાં મોઢાં લઇ કનોજ આવ્યા અને બનેલી તમામ હકીકત માહારાજાને નીવેદન કરી જેથી જયચંદ ગુસ્સો કરી બોલ્યો કે બંને ગર્વીષ્ટોને પકડી બાંધી કનોજ આણવા જોઇયે. આવું બોલી બેઠેલ સઘળી સભા તરફ નીરીક્ષણ કર્યું એટલે જયચંદનો નાનો ભાઇ "બાલુકરાય" સીંહ ગર્જના કરી બોલ્યો ! ચહુવાણને પકડી આપ હજુર રજુ કરવાનું બીડું હું ઝડપું છું ! જેથી જયચંદ નાનાભાઈ ઉપર ખુશી થયો અને આઠ હજારના લશ્કર સાથે દીલ્લી તુરત જવા હુકમ કર્યો બાલુકરાય લશ્કર લઇ દીલ્લી જવા નીકળ્યો.

દરમીયાન યજ્ઞનું મુહુરૂત પાસે આવતુ જતું જોઇ યજ્ઞનો આરંભ શરૂ કર્યો. પ્રથીરાજ, સમરસીંહની ધાતુની મુરતીઓ કરી યજ્ઞ મંડપના દ્વારપર ઉભી રાખી આ કામ કરતાં સમજુ સુમતી પ્રધાને જયચંદ માહારાજને ઘણું ઘણું સમજાવી વાર્યો ને કહ્યું કે એક મહાન રાજાને અપરોક્ષ અપમાન કરવામાં સારૂં ફળ પ્રાપ્ત થવાનું નથી મોહોબાની લડાઇનો ચીતાર હજી યાદદાસ્ત છે. હઠીલા જયચંદે પ્રધાનનું વચન માન્યું નહીં.

જોત જોતામાં આ વાત પવન વેગે દીલ્લીમાં પહોંચી ગઇ કે દીલ્લી નૃપતી પ્રથીરાજની કનોજમાં સુવર્ણની મુરતી કરી તેના હાથમાં છડી આપી રાજસુ યજ્ઞના દરવાજાપર તેને છડીદાર તરીકેનું કામ સોપ્યું છે. અને પ્રથીરાજને જીવતો પકડી કનોજ દરબારમાં જયચંદ પાસે હાજર કરવા જયચંદનો નાનો ભાઈ બાલુકરાય આઠ હજાર માણસનું લશ્કર લઇ દીલ્લીપર હલો કરવા કનોજથી નીકળી ચુકયો છે. પવન વેગે આવા ખબર મળતાં પ્રથીરાજે પોતાના મહેલમાં સઘળા સામંતોને બોલાવી દરબાર ભર્યો અને પોતે કહેવા લાગ્યો.

સરદારો ! ! પ્રથીરાજનું અપમાન જયચંદે કર્યું નથી પણ તમારૂં કર્યું છે. આ રાજ કે બળ પ્રથીરાજનું નથી પણ તમારૂં છે જે ઇજત જાય તે પ્રથીરાજની નહીં. પણ તમારીજ ગઈ સમજજો ! હું તો ફક્ત રાજા છું મારાં અંગ તમો છો જેજે જય મેળવો છો તે તમો મેળવો છો અને મારી મહતાઇ વધારો છો જયચંદના દુતને જે ધુતકારી કાઢ્યો છે. તે મેં મારા એકલાના બળ પર નહીં પણ તમારા બળ પર તેને ધુતકારી કાઢ્યો છે. માટે હવે પ્રથીરાજની લાજ જતી નથી પણ તમારીજ જાય છે. તો મારી ઇજત રાખવી તે તમારી પોતાની ઈજત રાખ્યા બરાબર છે બાલુકરાય મોટું લશ્કર લઈ દીલ્હી ઉપર ચડી આવે છે. માટે હવે તમને યોગ્ય લાગે તેમ કરો.

આવા નમ્ર પોતાના રાજાનાં વચન સાંભળી સરદારો ખુશી થયા અને કન્હચહુવાણ બોલ્યો ? પ્રંથીરાજ ! ! ઉચાટ શા માટે કરો છો ? હવે બીજો વિચાર કરવાંનો જરા પણ વખત રહ્યો નથી. માટે હુંતો એટલુંજ કહું છું કે ચાલો ? ઉઠો ? કનોજને તોડો ? જયચંદે શાસ્ત્ર મર્યાદા ભંગ કરી છે. રજપુતોનો ધર્મ ગૌ, બ્રાહ્મણ, અને ધર્મ શાસ્ત્રનું રક્ષણ કરવું માટે શાસ્ત્રના રક્ષણ ખાતર કનોજપર ચડવા જરૂર છે.

ગેલોટ સામંત બોલ્યો ? ચહુવાણજી ! ! એમ સાહસ કરવા જરૂર નથી. કનોજ ભાંગવું એ કાંઇ "ધુડની ઢગલી" વીંખવા જેવું નથી અત્યારે ભરતખંડનું સઘળું નાનું મોટું રજપુતાણું કનોજમાં આવી ભરાયું છે માટે આપણે કયમાસ પ્રધાનની સલાહ મુજબ ચાલવું જોઇયે ?

સઘળા સરદારોની પ્રધાન તરફ દ્રષ્ટી થઈ એટલે પ્રધાન બોલ્યા માહારાજા પ્રથીરાજ !! આપના મુખમાંથી જે વાકય નીકળ્યાં છે તે પાર ઉતારવા વીન્યા તો છુટકો નથીજ ? પરંતુ અત્યારેજ ઉઠી જઇ કનોજ તોડવાની સલાહ હું બીલકુલ આપતો નથી કારણ અત્યારે કનોજમાં અસંખ્ય લશ્કરે હાજરી આપી છે. માટે મોહમાં અંધ બની જેમ પતંગીયાં દીવામાં પડી પ્રાણ ખોવે છે તેમ આપણે કરવાનું નથી કેમકે દાવપેચથી દુશમનનો નાશ કરવા રાજનીતી સુચવે છે. માટે પ્રથીરાજ મહારાજનું વચન સત્ય થાય અને યજ્ઞનો ભંગ

થાય એવો રસ્તો ગ્રહણ થવો જોઇયે ? એવે રસ્તે ચડવાથી આપણી જગતમાં કીરતી વધશે.

માટે વચલો મારગ એજ છે કે આપણે કનોજ ભાંગવા નહીં જતાં અચાનક બાલુકરાય ઉપર છાપો મારવો અને તેને હણવો આમ કરવાથી આપણે એક કાંકરા વડે બે પક્ષી મારી શકીશું ? તમો સઘળાને માલુમ છે કે રાજસુયજ્ઞની ક્રીયા દરમીયાન યજ્ઞ કરનાર રાજાની હદમાં તેટલા દીવસ કોઇપણ પ્રાણીનું મરણ થવું જોઇયે નહીં. જો મરણ થાય તો યજ્ઞ ભંગ થયો ગણાય ? માટે જો આપણે બાલુકરાયને મારીશું તો તે યજ્ઞ આપેજ બંધ થયો સમજવો. શાથી કે સગાભાઇના મરણથી યજ્ઞ કરનાર જયચંદને સુતક લાગશે અને એથી ધર્મ ક્રીયા થઇ શકશે નહીં ? અને યજ્ઞ બંધ કર્યાનું માન આપણને મળશે ?

ગઈ રાત્રીયે મેં સમાચાર સાંભળ્યા છે કે આઠ હજાર લશ્કર સાથે કનોજથી બાલુકરાય નીકળ્યો છે. અને તેણે દીલ્લી કનોજની સરહદપર પડાવ નાંખ્યો છે ? પડાવ નાંખવાનું કારણ આજ છે કે લડાઇ થવાથી પ્રાણીઓના મરણનું સુતક લાગે માટે યજ્ઞ પુરણ થતાં સુધી બાલુકરાય ત્યાંજ પડાવ રાખવાનો છે. યજ્ઞ પુરો થયો કે તુરત તે દીલ્લી તરફ આવશે ? માટે આવ્યા પહેલાં ત્યાં પહોંચવું. હાલમાં તેની પાસે આઠ હજારનું જે લશ્કર છે. તેને તો આપણે ખુશીથી પહોંચી શકીશું ? માટે મારી સલાહ તો એજ છે કે હવે વિલંબ નહીં કરતાં શત્રુને વધાવવા સામેજ સત્વર જવું.

આવાં કયમાસનાં વચન સાંભળી સઘળા ખુશી થયા. સઘળા એક મત થઇ શૌર્યમાં બાલુકરાયના ઉપર તુટી પડવાના નીશ્ચય પર આવ્યા બાલુકરાયના શા ભાર છે કે તે બીડુ ઝડપી પ્રથીરાજને પકડવા નીકળ્યો છે ?

એક સપાટામાં તેનું આઠ હજાર માણસનું લશ્કર અમે રણમાં રોળી નાંખીશું ? આવી રીતે સઘળાઓ શૌર્યમાં આવેલા જોઈ પ્રથીરાજે રણવાજાં વગાડવા આજ્ઞા આપી અને સરદારોને લશ્કર સાથે તૈયાર થઈ આવવા હુકમ આપ્યો.

સઘળા તૈયાર થઇ આવ્યા એટલે લશ્કર દીલ્લી બહાર નીક-

જ્યું અને પવન વેગે દલ મજલ કર્યું જ્યાં બાલુકરાય છાવણી નાંખી પડયો હતો ત્યાં ગણ્યા દીવસમાં આવી પહોંચ્યું.

બત્રીશ હજાર એકલોયું પ્રથીરાજનું લશ્કર આઠહજાર કનોજીયા ઉપર ટુટી પડયું. સામસામું દારૂણ યુદ્ધ મંડાયું. કન્હ ચહુવાણ અને બાલુકરાયનું દારૂણ યુદ્ધ સાંજ પડતાં સુધી ચાલ્યું છેવટે જુસામાં આવી હાથી પર બેસી લડનાર બાલુકરાયની છાતીમાં કન્હ ચહુવાણે પોતાની બરછી આરપાર ઘોંચી દીધી બરછી આરપાર જવાથી બાલુકરાય મરાયો અને પ્રથીરાજ ચહુવાણનાં વીજય વાજાં રણભુમી ઉપર વાગ્યાં.

બાલુકરાયના મરણથી કનોજનું લશ્કર ગભરાટમાં પડયું અને નાશ ભાગ કરવા લાગ્યું જેમાં કનોજનુ પાંચ હજાર માણસ મરણને શરણ થયું ચહુવાણ લશકરે લુંટ ચલાવી જે મળ્યું તે હથીયાર વગેરે લઇ દીલ્લી પરીયાણ કર્યું. લશ્કર જેવું દીલ્લી આવ્યું તેવાજ સમાચાર મળ્યા કે ગોરીશાહ દીલ્લીપર ચડી આવે છે. જેથી શુરાતની લશકરે શાહ સામે જવાની પ્રથીરાજને વિનંતી કરી પ્રથીરાજે આજ્ઞા આપી.

હવે આ બાજુ રાજસુયજ્ઞ તરફ દ્રષ્ટી કરીયે તો જેવા બાલુકરાયના મરણના સમાચાર જયચંદને કાને આવતાં રાજસુયજ્ઞની ક્રીયા બંધ થઇ આખા શહેરમાં બાલુકરાયના મરણથી દીલગીરી ફેલાઇ રહી સુતક આવી પડયું જેથી યજ્ઞ યજ્ઞને ઠેકાણે રહ્યો અને શ્રાધક્રીયા શરૂ થઇ. જયચંદના હદયમાં નાના ભાઇ બાલુકરાયના મરણનો સખત કારી ઘા લાગ્યો. અને પ્રથીરાજના ઉપર હાડ વેર થયું. આ વેલા રાજા અને માણસોના હદયમાંથી યજ્ઞનો ઉત્સાહ નાશ પામ્યો. રાજ મહેલમાં રોકકળ થઇ રહી. રાજા જયચંદ શોકમાં ગરકાવ થવાથી બ્રાહ્મણોએ અને આવેલા મીજમાનોએ તેને ઘણી ઘણી રીતે સમજાવ્યો. હવે આવેલ રાજાઓનું શું કરવું- તેના માટે સુમતી પ્રધાનને બોલાવી પ્રધાન અને જયચંદ વિચાર કરવા બેઠા. કે આ સઘળાઓને શી રીતે વીદાય કરવા ! એ વિચારમાં છેવટ એ નીશ્વય કર્યો કે કોઇને હાલમાં વીદાયગીરી આપવી નહીં સંયોગતાનો સ્વયંવર કરવો બાલુકરાયની ક્રીયા પછી તે મુહુરત રાખ્યું.

હવે શાહ સામેની લડાઇ તરફ નજર કરીયે. પ્રથીરાજે શાહ

સામે લડવા ઘણા રાજાઓને બોલાવ્યા તેઓ આવ્યા તેમને ઘણું માન આપ્યું મોટું લશ્કર ભેળું કરી શાહ સામે ચાલ્યું. જેઓ સરહદ નજીક ભેળું થયું. રજપુત લશ્કરની સરદારી સઘળાએ મળી ચામુંડરાય જે પ્રથીરાજનો શાળો થાય તેમને આપી ચામુંડરાય દેવી ભક્ત હતો જેણે અગાઉ શાહને ત્રણ વખત જીવતો પકડયો હતો. તે ચામુંડરાયની સરદારી નીચે રજપુત લશ્કર સામે લડાઇના મેદાનમાં ઉતર્યું. ત્રણ દીવસ દારૂણ યુધ્ધ થયું. છેવટે શાહ હાર્યો તેનું લશ્કર વીખરાઇ ગયું આ લડાઇનો જશ ચામુંડરાયને મળ્યો. આથી ઘણા સરદારો હૃદયમાં ચામુંડરાય ઉપર બળવા લાગ્યા તેમાં લાહોરના સુબા ચંડપુંડીરથી આ જશ જોઈ શકાયો નહીં. તેણે પ્રથીરાજના કાન ભંભેરવા માંડયા.

સુજ્ઞ વાંચક જનો ! ! વીઘ્ન સંતોષ શું નથી કરતો ? ચંડપુંડીરે પ્રંથીરાજને કહ્યું કે ચામુંડરાય જેટલો બળવાન છે તેટલું તમારે તેનાથી સાવધ રહેવાનું છે કારણ કે તે જે પરાક્રમ કરે છે તે આપને માટે નહીં પણ ભવીષ્યની આ ગાદીના માલીક થનાર તેના ભાણેજ રેણુસીકુમાર માટેજ આપે સમજવું. આ વાતને ચંડપુંડીરના મતને કેટલાકે ટેકો આપ્યો. ટેકા વાળાઓએ તો એટલે સુધી કહ્યુ કે ચામુંડરાયનો વખત આવે તો આપને ગાદી ઉપરથી ઉઠાડી આપના રેણસી કુમાર કે જે તેમનો ભાણેજ છેઃ તેને દીલ્લીની ગાદી ઉપર બેસારી આપે ?

રાજા હમેશાં કાનના કાચા હોય છે. તેઓ ગુણઅવગુણ જોતા નથી. પ્રથીરાજ જેવો સમજુ રાજા પણ કાનનો કાચો થયો. ચામુંડરાય જેવા સત્યવચની ઉપર જે પ્રીતી રાખતો હતો, તેનું મન અભાવના દોરપર ચડવા લાગ્યું. પાસવાનોની સોબતની અસર પ્રથીરાજના મગજપર ચડવા લાગી.

એક દીવસ એવો બનાવ બન્યો કે, ચામુંડરાય પોતાના ભાણેજ રેણુસી કુમારને લઇ પ્રથીરાજ મહારાજને મળવા આવતો હતો, દરમીયાન સાંકડી શેરીમાં સામેથી પાટ હાથીને તોફાન કરતો સામે આવતો જોયો. આજુબાજુ જવાનો રસ્તો નહોતો. પાછા ફરી પીઠ બતાવવાની ચામુંડરાયને પ્રતીજ્ઞા હતી. રેણુસી કુમારનો જાન બચાવવા જરૂર ધારી પોતાની સમશેર વડે પાટ હાથીને ચા-

મુંડરાયે એક હાથી મારી નાખ્યો, ને ભાણેજને લઇ દરબારમાં આવ્યો. કુમારનો બચાવ કરેલો જોઇ કેટલાક સામંતોએ અને પ્રથીરાજે ચામુંડરાયને ધન્યવાદ આપ્યો. આથી ચંડપુંડીરથી સાંખી રહેવાયું નહી. તે પ્રથીરાજને ખાનગીમાં મળ્યો, અને બોલ્યો કે પાટ હાથીને મારતાં જેટલી વાર, તેટલીજ આપ માટે પણ વખત આવે સમજવી માટે મહારાજા કાંઇક ચેતોતો સારૂં. !!

વાંચકજનો ! ! પ્રથીરાજના તપનો સુર્ય હવે માથા પરથી મધ્યાનનો નમવા લાગ્યો. આજ સુધીમાં ઘણા પટાવતો મરાયા હતા મદાંધ પ્રથીરાજની પડતી હિંદમાંથી રજપુતાણાની જાદવાસ્થળી દીલ્લીના રજપુત રાજ્યનો કાયમનો નાશ એ ચીન્હોની શરૂવાત આ વખતથી શરૂ થઈ પ્રથીરાજનું પુન્ય પરવારી રહેવાનો વખત નજીક આવવા લાગ્યો. પ્રથીરાજના મગજમાં ચંડપુંડીરની વાત સચોટ ઉતરી જેથી ચામુંડરાયનો અનાદર કરવા પ્રથીરાજની વૃતી થઇ. તેથી તેણે રામગુરૂ પુરોહીતને બોલાવી લોઢાની બેડીઓ આપી કહ્યું કે ચામુંડરાયના હાથ પગમાં આ બેડીઓ નાંખી આવો.

આવો હુકમ થતાં પુરોહીતે પ્રથીરાજને ઘણા પ્રકારથી સમજાવ્યો કે મહારાજા આ શું કરવા બેઠા છો ? વિચાર કરો ચામુંડરાય કોણ છે ? તમારો સગો શાળો છે મહાન બળવાન યોધ્ધો છે. તમારા માટે એણે સરવસ અરપણ કર્યું છે. તે નીમકહલાલી છે નીમકહરામી નથી. તેવા શુરવીરને આ શું શીક્ષા કરોછો ? તે કદી તમારા અહિતમાં નથી. પુરોહીતે ઘણો સમજાવ્યો, પણ પ્રથીરાજ એકનો બે થયો નહી. છેવટ પ્રથીરાજનો હુકમ માથે ચડાવી રામગુરૂ પુરોહીત ચામુંડરાય પાસે આવ્યો. અને રાજાનો હુકમ ચામુંડરાયને કહી સંભળાવ્યો.

ચામુંડરાય પ્રથીરાજ સામે થાય તો તેને ભારે પડે તેવો હતો પરંતુ પોતે નીતીવાળો હોવાથી ખામોશી પકડી બોલ્યો "રાજા વાજા ને વાંદરાં" કમઅકલીજ હોય છે, બીજાના હાથમાંજ તેનું જીવન છે. મેં ત્રણ વખત શાહને પકડી આપ્યો. પ્રથીરાજનાં બીજા અનેક કાર્યો કર્યા તેનો બદલો પ્રથીરાજ આજે મને આ આપે છે ? ઠીક ! રામગુરૂ ! હું રાજાનો હુકમ માથે ચડાવું છું. પણ મહારાજાને કેજો કે લોખંડ પેર્યા પછી હું હવે કદી લોઢું હાથમાં પકડીશ નહી !' રામગુરૂએ પ્રથીરાજને કહ્યું પણ કાને ધર્યું નહી.

# પ્રકરણ ૮ મું.

## કયમાસ પ્રધાનનું પ્રથીરાજના હાથથી મરણ, પ્રથીરાજના સુર્યોદયના અસ્તની શરૂવાતનું મંગળાચરણ.



ચામુંડરાયના હાથપગમાં બેડીઓ નાંખતી વખત રામગુરૂની વાતપર પ્રથીરાજે કશું ધ્યાન આપ્યું નહી, પરંતુ આ કૃત્યને માટે પ્રથીરાજના મનમાં પાછળથી જબરો પશ્ચાતાપ થવા લાગ્યો; પ્રથીરાજનું ચીત મહાન વ્યગ્ર રહેવા લાગ્યું. નાની મોટી અનેક લડાઇઓના વીજયમાં પોતાના ઘણા પટાવતો મરણ પામ્યા, એ બધો શોક પ્રથીરાજને સાંભરી આવ્યો.

જે પટાવતો અને સામંતો હાલ જીવતા હતા તેમના મન પણ રાજા તરફ ઉદાશ થયાં. આવી રીતે રાજા અને પટાવતોની આજ સુધી સજડ પ્રીત હતી. તે પ્રીતની ઐકયતાની ફુટ પડવા લાગી. સઘળાઓ સૌ સૌના મનમાં સમજી ગયા કે એક દીવસ ચામુંડરાયના જેવોજ શીરપાવ આપણને પણ મળવાનો! શાથી કે હવે પ્રથીરાજની બુદ્ધી ભ્રષ્ટ થવા લાગી છે. ચામુંડરાય જેવા નીમકહલાલી સરદારની આ શીક્ષા માટે લોકોમાં પણ ભયતાનાં ચીન્હની શરૂવાત થઇ, સઘળાઓ પોતાના રાજાની પાપ બુદ્ધીપર પશ્ચાતાપ કરવા લાગ્યા. સઘળે બોલાઈ રહ્યું કે દીલ્લીનું હવે બગડવા બેઠું છે. કન્હ ચહુવાણ જે રાજ્ય મહેલાતનો વડીલ રક્ષક હતો. તે પણ ભીમદેવના ભત્રીજાઓને માર્યા પછી રૈયત અને સરદારમાં અપમાનને પાત્ર થયો હતો જેથી તે પણ મનમાં સદાય ખીન્ન રહેતો હતો.

આવા આવા, અણધાર્યા બનાવથી રાજા પ્રથીરાજનું દીલ ઘણુંજ દુઃખાવા લાગ્યું, જેથી દરબાર ભરી આનંદ લેવાનું તેને ઘણી વખત અણગમા ભર્યું લાગવા માંડયું. રાણી વાસમાં પણ દાહીમા ઉપરના ભાવને લીધે રજપુત રાણીઓમાં અંદર અંદર શોકયોનો

ખાર વધવા લાગ્યો. છતાં પણ શુરવીર પ્રથીરાજની કામવાસના હજી તૃપ્ત થઈ નહી.

આ વખતે પાટણથી આણેલી કર્ણાટકીએ પ્રથીરાજને હાવભાવથી પોતાના પ્યારમાં બાવરો બનાવી દીધો હતો. જેથી પ્રથીરાજનું અંતઃપુર જનાનું કામદેવનું મંદીર બની રહ્યું હતું. વિષયમાં પ્રથીરાજે ઘેલા બની પોતાની છેલી અવસ્થા મોજ વીલાસમાંજ ગાળવા માંડી આ મહાન દોષથીજ પ્રથીરાજે દીલ્લીનું રાજ્ય ગુમાવ્યું.

પટાવતોનાં વ્યગ્ર મન જોઇ, દીલ્લીમાં હવે થોડું રહેવું એમ ધારી પોતાની જીંદગીનો ઘણો વખત વનમાં જઇ મૃગીયાના શીકારમાં ગાળવાનો નીશ્ચય કર્યો. કયમાસ પ્રધાનને રાજ્યની સઘળી દેખરેખ સોપી. તેને દરબારી પ્રસંગે જનાનામાં જવાની છુટ આપી પોતે વનમાં ચાલ્યો ગયો.

જનાનામાં પ્રથીરાજ કર્ણાટકી પાસે વધારે રહેતો હતો, જેથી કયમાસને કર્ણાટકી પાસે વધારે જવું પડતું હતું. કર્ણાટકી વેષ્યા હતી. જેથી પ્રથીરાજને તેણે વશ કરી લીધો હતો, અને રાજપ્રકરણી કામમાં પણ પોતાનું ધાર્યું કરતી હતી, તેથી કયમાસ પ્રધાનને હમેશાં તેની સલાહ મુજબ ચાલવું પડતું હતું, શાણો પ્રધાન છતાં કર્ણાટકીની આજ્ઞા માન્ય કરવા લાગ્યો. શાથી કે રાજાની ગેરહાજરીમાં કર્ણાટકીજ રાજા ગણાતી હતી. આ વાત ચંદ હાહુલીરાય, ચંડપુંડીર કન્હ અને હમીર વગેરેને ગમતી નહોતી પણ શું કરે ? તેઓ સમય વરતી લાચાર હતા.

એકાંત બુરામાં બુરી છે. અબળા શું ન કરી શકે ? તેમાં પણ કર્ણાટકી વેષ્યા ! રાજાની માનીતી ! ગમે તેવા ધારવીરોની ધીરજ વેષ્યાના સહવાસમાં રહેતી નથી. તે સહવાસમાં કયમાસ જેવા ડાહ્યા પુરૂષની બુદ્ધી એકાંતમાં વિષય વાસનામાં પ્રેરાય તેમાં નવાઇ નહીં.

કર્ણાટકીયે પ્રથીરાજની ગેર હાજરીમાં કયમાસ પ્રધાનને પોતાના પ્યારમાં ફસાવવાની જાળ પાથરવા માંડી. એક વખત મધ્યાન વખતે સઘળા લોકો રાજ્ય મહેલના ભોંયરામાં બપોરની વીશ્રાંતી લેતા ઉંઘતા હતા. તે વખતે અચાનક રાજ્ય પ્રકરણી કામ માટે કયમાસને કર્ણાટકી પાસે જવું પડયું. યમુનાના કીનારા પર રાણીવાસ બાંધેલો હતો, આસપાસ સુંદર ઉપવન બનાવ્યું હતું. જેથી

યોગીયોના મન પણ આ સ્થળમાં પગ મુકતાં પ્રેમ વાસનામાં દોરાય તો કયમાસની શું તાકાત ? કે વીષયનો રોધ કરી શકે ?

કયમાસ કર્ણાટકીને મળવા તેની મહેલાતમાં ગયો આ વખતે રાજ્ય મહેલમાં સરવ શાન્ત હતું. કર્ણાટકીના મહેલમાં ગુલાબજળનો ફુવાળો છુટી રહ્યો હતો. ને સુગંધી બહેકી રહી હતી. બારીએ ટટીઓ પર ગુલાબ છંટકાવ થઇ રહ્યો હતો અત્તર સર્વત્ર બહેકી રહ્યું હતું ઝીણાં બારીક કીમતી વસ્ત્ર પહેરી એક બાજુના હોલમાં એકલી કર્ણાટકી ખાટપર તકીયા પર ઓઠીગણુ દઇ બેઠી હતી. ધીરે ધીરે હીંચકો ખાતી હતી ને એક દાશી ઝીણી સોનાની સાંકળ બાંધી હતી તેથી કર્ણાટકીને ઝુલાવતી હતી. તેવા સમયમાં કયમાસ પ્રધાન અંદર કર્ણાટકી પાસે આવ્યો અને ખાનગી વાત કરવા માંડી. જેથી સઘળી દાસીઓ બીજા હોલમાં દૂર ખશી ગઈ. કયમાસે કેટલોક વખત એકાંત વાસમાં રાજ્યના કામકાજ માટે ગાળ્યો છેવટ રજા લીધી પરંતુ " મોબન લાગી તોબનાં, તોબન લાગી મોબનાં" એ કહેવત અનુસાર કયમાસનુ મન કર્ણાટકીમાં અને કર્ણાટકીનુ મન કયમાસમાં લીન થઇ ગયું કયમાસે મહા મહેનતે કામદેવ રૂપી ઘોડાને નીતી રૂપી લગામથી પોતાના કબજામાં રાખ્યો અને મહા મુશીબતે કર્ણાટકીના મોહપાસમાંથી નીકળી પોતાને ઘેર આવ્યો.

કયમાસ પ્રધાન ઘણો ડાહ્યો અને પુર્ણ નીતીમાન હતો. પ્રથીરાજને તેનો સંપુર્ણ વીશ્વાસ હતો. જેથીજ ગમે તે વખતે જનાનામાં જવા તેને છુટી આપી હતી પ્રધાને ઘરે આવી પોતાના વિકારી મનને તીરસ્કાર આપવા મંડયો અને મનને શાન્ત પાડયું પરંતુ એ શાન્તા કયાંસુધી ? ફરી કર્ણાટકી પાસે જવુ ન પડે ત્યાં સુધી જ. તે વેષ્યા પુત્રી જેથી રાજબાળા જેવી મર્યાદા તેનામાં કયાંથી હોય. સતીત્વના પ્રભાવને કર્ણાટકી શું જાણે ? તેતો વીષયની ખાણ છે પ્રથીરાજ જેવા મહાન રાજાની માનીતી રાણી થઇ રહેલી છતાં પોતાના જાતી સ્વભાવપર જાય તેમાં નવાઇ કે શરમ તેને શાની હોય ? જેથી કયમાસ ઉપર કર્ણાટકીનું મન મોહી પડયું કે કયારે કયમાસજી ફરી આવે ! એવા અનેક તરેહના વિચાર કયમાસ પ્રધાનના ગયા પછી કરવા લાગી. કામદેવે કર્ણાટકીના શરીરમાં રૂવે રૂવે પ્રવેશ કર્યો જેથી તેનામાંથી ધીરજ જતી રહી. આખરે કર્ણાટકીયે પોતાનું

અપ્રમાણીકપણું બતાવી એક પત્ર લખી સાંજરે કયમાસને પોતા પાસે આવવા ફરમાવ્યું. પત્ર એક દાશીને આપ્યો.

કયમાસને આવતાં દરમીયાન કામ ભોગને જાગ્રત કરે તેવી વસ્તુઓની તૈયારી કર્ણાટકીએ કરાવવા માંડી. પુષ્પની સૈયા પથરાવી અનેક તરેહના સુગંધીદાર ચંદન તૈયાર કરાવ્યાં અત્તરના દીપક કરાવ્યા કૃષ્ણ લીલાના વિહારનાં ગાયનો ગાવા માટે છોકરીઓને બોલાવી. કેમકે કર્ણાટકીના મનમાં ભય હતો કે પ્રધાન મારી મનોવાંછનાને આધીન નહીં થાય, માટે પ્રધાનને મારા ઉપર મોહ ઉત્પન્ન થાય તેવી ચીજોની તૈયારી કરી રાખું એમ જાણીનેજ કામ પ્રદીપ્ત કરવાનું સઘળું સાહીત્ય પ્રધાનના આવતા અગાઉ તૈયાર કરી રાખ્યું હતું.

કર્ણાટકીનો પત્ર પ્રધાનના હાથમાં મુકયો જેવો પ્રધાને પત્ર હાથમાં લીધો અને ફોડી વાંચવો શરૂ કર્યો દરમીયાન જે કામવૃતી તેણે મહા મહેનતે શાન્ત કરી હતી તે પુનઃ જાગૃત થઇ અને આ વખત પોતાના મનને વશ રાખી શકયો નહિં જોત જોતામાં પ્રધાનને રૂવે રૂવે કામદેવે પ્રવેશ કરી દીધો ચીઠી વાંચતાં વાંચતાંજ કર્ણાટકીની પ્રતીમા પ્રધાનની આંખ આગળ આવી ખડી થઇ જાણે કાનમાં કર્ણાટકીના મધુર અવાજના ભણકારા લાગવા માંડયાં મતલબમાં એટલુંજકે પ્રધાનની દ્રષ્ટી આગળજ જાણે કર્ણાટકી આવી હાજર ન થઇ હોય ? તેમ તેને ભાસવા લાગ્યું.

ચીઠી વાંચી તેનો સાર હૃદયમાં ગ્રહણ કરી દાશીને કહ્યું કે જા હું આવુંછું. દાશીના ગયા પછી પ્રધાન કયમાસ કેટલીક ઘડી વિચારમાં પડયો જવું કે કેમ ? તેજ વીચાર વમળમાં ઘુમવા લાગ્યો આખરે શાણા પ્રધાને શાણપણ ગુમાવ્યું પ્રબળ કામદેવે તેમના મન ઉપર પોતાનો વિજય કર્યો અને કર્ણાટકીના મહેલમાં જવાનો પ્રધાને ચોકસ નીશ્ચય કર્યો નીતીને હૃદયમાંથી નસાડી દીવસ અસ્ત થયે જવું જેથી દીવસ અસ્ત થયાની રાહ જોવા લાગ્યો અધીરાઈથી દીવસ અસ્તનો વખત આમ તેમ મહા મુશીબતે પુરો કર્યો.

સંધ્યાકાળ પડતાંજ પાલખી મંગાવી પાલખીમાં બેસી કયમાસ કર્ણાટકીના મહેલમાં ગયો રસ્તામાં અપસુકનો થવા લાગ્યાં પણ તેની દરકાર કરી નહીં કેમકે કામદેવે તેને અંધ બનાવ્યો હતો.

આ બાજુ કર્ણાટકી વસ્ત્રા લંકાર સજી પ્રધાનને કામદેવની

જાળમાં ફસાવવાનાં સઘળાં સાધનો પોતા પાસે રાખીનેજ બેઠી હતી જેવો કયમાસ જનાનખાનામાં આવ્યો અને કર્ણાટકીએ જોયો તેવોજ હાવ ભાવથી વિનય કરી મૃગનયનોનો કટાક્ષ કરી. દ્રષ્ટી રૂપી મરોડનાં બાણુ પ્રધાનપર ફેંકી આદર સત્કારથી બોલી પધારો ! કયમાસ પ્રધાનજી ! પધારો ! !

દ્રષ્ટીનું કટાક્ષ અને મધુર વચન શ્રવણ થતાં કયમાસ જેવા શાણા પ્રધાનનો સયંમ, ડહાપણ ધરમ, વીવેક, નીમકહલાલીપણું એ સઘળું ગુમ થઈ ગયું. કર્ણાટકીના સામું જોતાંજ શાણો પ્રધાન પરાધીન થઇ ગયો જેમ કોઇ પીશાચ વળગ્યું હોય તેમ તેના મનની બાહાવરી સ્થીતી થઇ ગઈ જેથી ચતુર કર્ણાટકી તેનો હાથ પકડી બેલાડીએ બાઝી પ્રથીરાજના પલંગ પાસે લઇ ગઇ. કયમાસ પોતાના માલેકના પલંગપર જઇને બેઠો.

કર્ણાટકીએ તેને વધારે મદાંધ બનાવવા અને કામાતુર બનાવવા સારૂ પાસે રાખેલી બાળાઓનાં મધુર અવાજથી શ્રંગારનાં ગાયન શરૂ કર્યાં કર્ણાટકીયે વચમાં વચમાં ઉત્તમ દારૂના પ્યાલા ભરી કયમાસને આપવા માંડયા કયમાસ તેને અમૃતના પ્યાલા ગાની પીવા લાગ્યો આવી રીતે જેની કામદેવ પ્રભાવે મંદ બુદ્ધી થઈ ગઈ છે તેવા કયમાસે માલેકનું નીમકહરામપણું કરવા માંડયું કર્ણાટકી વેષ્યાએ પણ તેને ચુંબન આપી ઘેલો બનાવવા માંડયો હર ! ! હર ! ! અબળા શું ન કરે ? યોગીયોને યોગ ભ્રષ્ટ કરે તો પ્રધાનનું શું ગજું ? જોત જોતામાં કામ સંપુર્ણ ભરાઇ ગયો અને હૃદયમાં છલકાવા લાગ્યો.

ચતુર કર્ણાટકીએ સમયની અનુકુળતા જોઇ પાસે બેઠેલી સઘળી દાશીઓને વીદાયગીરી આપી દીધી.

જે કયમાસ પ્રધાન, માહા શુરો બાણાવળી મહાન લડાઇઓમાં દીગવીજ્ય કરી શુરા શત્રુઓના શરીરને શીર વીનાંનાં કરી મુકેલાં જેણે બળવતર લોખંડની બેડીઓ તોડવા શકતી ધરાવેલી તેવો બળ વાન કયમાસ યોદ્ધો પાપ કામદેવના કબજામાં પડી કર્ણાટકી આગળ બળ રહીત થઇ ગયો પોતાના સ્વામીના પલંગપર બેશી ધરમ મર્યાદા તોડવાનું ભાન પણ તેને રહ્યું નહીં.

આ હકીકત પ્રથીરાજની બીજી રાણીઓની જાણમાં જોત

જોતામાં આવી ગઇ. શુદ્ધ રાજ રાણીઓ કર્ણાટકી ગુણીકા અને કયમાસના અધર્મ યુકત કર્મને ધીક્કારવા લાગી પરંતુ તેઓ શું કરે ? પ્રથીરાજનો પ્યાર આ વખત કર્ણાટકી ઉપરજ હતો જેથી સઘળી રાણીઓ એકઠી મળી શાણા કહેવાતા કયમાસ પ્રધાનના લુણહરામીપણાને ધીક્કારવા લાગી ! !

ભાવી પ્રબળ છે ! પ્રથીરાજનો કીર્તી સુર્ય તેમ હિંદના હસ્તીનાપુરની રજપુત ગાદીનો સુર્ય, અસ્તની અણી ઉપર આવેલો હતો જેના પ્રભાવે કયમાસ જેવા નીતીમાન રજપુતને આવી મંદ બુદ્ધી સુઝી નીસાના ઘેનમાં કયમાસ પલંગપર ભાન રહીત પડયો હતો. મધ્ય રાત્રીનો સમય વ્યતીત થઈ ગયો હતો.

તેવામાં દૈવ ઇચ્છાએ મધ્ય રાત્રીયે પ્રથીરાજ અચાનક વનમાંથી એકલો દીલ્લી આવ્યો અને પોતાની રાજ મહેલાતમાં આવ્યો. અને ભાવી પ્રતાપે પટરાણી ઇચ્છિનકુમારીના મહેલમાંજ આવ્યો પટરાણી ઇચ્છનકુમારી શુદ્ધ ક્ષત્રાણી હતી જેથી સઘળી રાણીઓ તેને માન આપતી હતી.

રાજા પ્રથીરાજ ઇચ્છન કુમારીના મહેલમાં આવી તેના પલંગ પર બેઠો એટલે ઇચ્છિન કુમારી બોલી રાજાજી ! ! ભલે પધાર્યા ! ! અમો સઘળી રાણીઓ તમારી વાટજ જોતાં હતાં કેમકે આજે તો ક્ષણે ક્ષણે આપ અમને યાદ આવતા હતા ?

પ્રથીરાજ—માહારાણી હું તમને યાદ આવું એમાં નવાઇ શું? પણ આજ ? એનો અરથ શો ?' શું તમારા મનમાંથી હું વીસરાઈ ગયો હતો ? કે આજ સાંભર્યો ? ના, ના, પ્રાણેશ ! ! તેમ નથી? એમ તે કાંઇ હોય ? આપતો જગત જ્યોતીના માફક નીરંતર મારા હ્રદયમાં વાસ કરી રહ્યા છો પરંતુ આજ તમારા માટે કાંઈક જોયા જેવું અમે ભાળ્યું તેથીજ ક્ષણે ક્ષણે વધારે યાદ આવતા હતા પટરાણી ! ! એવું તે જોવા જેવું શું છે ? જલદી મને બતાવો ?

રાજાનો અત્યાગ્રહ થવાથી ઇચ્છનકુમારી દીવા ઝાંખા કરી રાજાને લઇ અગાશીમાં ગઇ અને કર્ણાટકીના મહેલમાં બનતો બનાવ સઘળો દેખાડયો જેવું મહારાજાએ બારી સામું જોયું કે તુરત હ્રદયમાં આગ ઉઠી રૂવે ! રૂવે ! ક્રોધાગ્ની પ્રદીપ્ત થયો જેવો કયમાસને પોતાના પલંગમાં મસ્ત પડેલો જોયો તેવોજ આંખમાં

ક્રોધનો અગ્ની વરસવા લાગ્યો કે તુરત પોતાના ખભા ઉપરથી કબાન (ધનુષ) હાથમાં લીધી અને એક બાણુ એવા જોરથી ફેક્યું કે કયમાસની છાતીનીઆરપાર ઉતરી જઈ બીજી બારીમાં થઇ બાણુ બહાર જઇ પડયું બાણુ વાગતાંજ કયમાસ ! ઓ ! રામ ! બોલી બેઠો થયો અને જેમ પખાલ ફાટે તેમ કયમાસના હૃદયમાંથી લોહી વહેવા લાગ્યું તે શુરવીર, અને લડાયક જબરો યોધ્ધો હતો. જેથી આ બાણ માહારાજા પ્રથીરાજનુંજ છે. એમ તુરત સમજી ગયો અને તુરત શ્રીરામ કહી છેવટનો અઘોર કર્મના પશ્ચાતાપનો શ્વાસ ખેંચી પલંગપર છેવટનો પડયો.

આ બનાવથી કર્ણાટકી ગભરાઇ ગઇ, તેના રંગમાં ભંગ પડયો તેનો નીસો ઉતરી ગયો અને પ્રાણને બચાવવા માટે કંપુવા લાગી ક્રોધાવેશમાં કર્ણાટકીને મારવા માટે પ્રથીરાજે બીજું બાણુ ભાથામાંથી કાઢયું એટલામાં હાં ! હાં ! કહી મહારાણી ઈછિનકુમારીએ પ્રથીરાજના હાથમાંથી કબાન ઝુંટાવી લીધી.

માહારાજ !! કર્ણાટકી તો ગણીકા છે નીચ જાત છે. નીચને તમારા હાથનો ઘા શોભે નહીં ? એમ કહી પટરાણી પ્રથીરાજને અંદર તેડી ગયાં.

આ બીના કર્ણાટકીના જાણુવામાં આવતાં તે તુરત દીલ્લી છોડી નાશી ગઇ, કયાં જવું ? એમ વીચાર કરી. કનોજના જયચંદ માહારાજ પાસે આવી અને જયચંદની દીકરી સંયોગતા પાસે દાહેમી નામ ધારણ કરી દાસી તરીકે રહી.

સંયોગતા !! આ મારૂં ચરીત્ર ! મેં તને કહ્યું બોલ ? કયમાસ જેવા શાણા પ્રધાનનો પ્રાણ લેનાર હુંજ નીચ ગણીકા હતી હવે હું તારા માટે પ્રથીરાજને શું મુખ દેખાડી શકું ?

બહેન !! “ હોનહારસો, હોત જગતમેં, ”

“ ટરે નહીં ટાલી ”

રાજમહેલમાં કયમાસના ખુનની વાત, જોત જોતામાં ફેલાઈ ગઇ કર્ણાટકીનાં માણુસો પણ જ્યાં ત્યાં, જીવ બચાવવા નાસી છૂટયાં

પ્રાતઃકાળ થતાં કયમાસની સાધવી સ્ત્રીના જાણુવામાં પતી મરણની વાત આવી જેથી તે સતી સ્ત્રીને સત ચડયું કયમાસ જેવા

પ્રધાનના પડવાથી દીવસ ધુંધળો ઉગ્યો દીશાઓ છવાઇ ગઇ અને દીવસ ઝાંખો દેખાવા લાગ્યો આખા શહેરમાં હાહાકાર!! વરતાઇ રહ્યો! સતી સ્ત્રી પોતાના પતીનું સબ મેળવવા સારૂ ચંદબારોટને ત્યાં ગઇ, અને પોતાના પતીનું સબ મળવાની માગણી કરવા લાગી કેમકે ચંદબારોટ, અને કયમાસ જીગર સ્નેહી હતા જેથી ચંદથી સબ લાવી આપવાની ના કહેવાઇ નહીં પરંતુ પ્રથીરાજ પાસે જઇ કયમાસના સબની માગણી કરવાનું આ વખત તેને ભય ભરેલું લાગ્યું.

સવાર થતાં પ્રથીરાજ જાગ્યો અને સભા ભરી સામંતોને તેડવા મોકલ્યા સઘળા રાતના બનાવથી વાકેફ થઇ ગયા હતા રાજાના મનમાં સામંતોનો ભય હતો કે રખે કયમાસના મરણથી બંડ ઉઠાવે! તાત્કાળીક ગંભીર અને શોક. મય દરબાર ભરાયો! સામંતો ઉદાસ ચહેરે એક પછી એક આવવા લાગ્યા અને પોતાને સ્થાનકે મૌનતા ધારણ કરી બેસવા લાગ્યા સઘળાઓ એક બીજા સામું જોઇ રહ્યા એટલે ચંદબારોટ ઉભો થઇ બોલ્યો રાત્રીનો બનાવ સૌના જાણવામાં છે એ બનાવે સારી અને બુરી બે જાતની અસર કરી છે. પરંતુ જે બન્યું તેના ઉપર હાલ વધારે બોલવું મને ઉચીત લાગતું નથી આ બનાવ બન્યો નથી એમ આપણે સરવ કોઇએ રાખવું કયમાસનું ભાવી હતું તેમ બન્યું માટે દીલગીર થવું નહીં. ફકત ધર્મને ખાતર ગાદીપતી મહારાજા પ્રથીરાજને વીનંતી કરૂં છું કે કયમાસની સાધવી સ્ત્રીને સત ચડયું છે. તે સતી થવાની છે. માટે કયમાસના સબની માગણી કરે છે. કયમાસને મારતાં શું માર્યો પણ પ્રથીરાજને ઘણો પસ્તાવો થવા લાગ્યો તેનું મન શોકથી ભરાઇ ગયું પણ ધીરજ રાખી પ્રથીરાજ બોલ્યો વીર બંધુઓ!! જે બન્યું તેનો હવે કાંઇ ઉપાય નથી. માટે સબ સતીને સોંપો? અને તેના છોકરાઓને રાજ્યનું શરણુ આપો! કયમાસનુ સબ લેવડાવી ચંદ બારોટ સતી પાસે આવ્યો મોટી ધામધુમથી કયમાસની સ્ત્રી યમુનાના કીનારાપર સતી થઇ સઘળું શહેર સમશાન આવ્યું સતી ચીતામાં પોતાના પતીનુ માથું ખોળામાં લઇ બેઠી તે વખતે ચંદ બારોટે કહ્યું? સતી માતા! દીલ્લીનું કાંઇ ભાગ્ય કહેશો? સતીએ ઉત્તર આપ્યો? દેવીના વરદાઇ! ચંદ સાંભળ! શું કહું દીલ્લીનું ભાગ્ય અસ્તના ચીન્હની શરૂવાતનુ જોવે છે તો પણ સાંભળ સતીનાં વચન મીથ્યા થતાં નથી.

" આજથી ત્રીજે વરસે દીલ્હીની ગાદી ઉથલી પડશે કનોજ ગુજરાત દીલ્હીમાં મુસલમાની રાજ્ય થશે ? ભરતખંડમાંથી રજપુત અમલ નાસ પામશે. જયચંદની કુંવરી સંયોગતા પેલે અવતાર, એક અપસરા હતી. અને તે એક તપસ્વી મહા મુનીને છળવા જતાં તેને મુનીએ શ્રાપ આપ્યો કે તું પૃથ્વી ઉપર કનોજમાં જયચંદ રાજાને ત્યાં જન્મ લઇશ. તારા વિવાહના વખતે તારા પીતા અને પતીના હજારો માણુસોનાં જીવ જશે. રજપુતોના લોહીથી તારી ચુંદડી રંગાશે ? બારોટ ! ભાવીકાળ છે તે મીથ્યા થવાનો નથી. માટે હે પ્રથીરાજના દશોંદી કવી ચંદ ! સાંભળ ?

જયચંદની કુંવરી સંયોગતાને કર્ણાટકી પ્રથીરાજની રઢ લગાડશે ? તેના સ્વયંવરમાં તું પ્રથીરાજને લઇ કનોજ જઇશ ? મદમસ્ત થયેલ ચહુવાણ પ્રથીરાજ તારો ચાકર થઇ તારી સાથે ગુપ્ત વેશે કનોજ આવશે ? જા હવે ચાલ્યો જા ! એમ બોલી જે અંબે કરતી કયમાસની સતી સ્ત્રી અગ્નીમાં બળી ભષ્મ થઈ ગઈ સઘળાં લોકો ઘેર આવ્યાં.

સતીના વચનપર વિચાર કરતો કરતો ચંદ પણ ઘરે આવ્યો. શોકમાં સપડાયેલો પ્રથીરાજ દીલ્લી છોડી તુરત વનમાં મૃગીયા રમવા ચાલ્યો ગયો.

આ બાજુ કનોજ તરફ હવે દ્રષ્ટી કરીયે બાલુકરાયના મરણથી રાજસુયજ્ઞ બંધ થઇ ગયો. જયચંદની ધારણા મનમાંજ ધરી રહીં. આવેલ રાજાઓનું અપમાન ન કરવા ખાતર જયચંદે શોકને છોડી પોતાની કુંવરી સંયોગતાના સ્વયંવરની તારીખ મુકરર કરી સઘળાને રોકયા.



## પ્રકરણ ૯ મું.

### ગુપ્ત વેશે પ્રથીરાજનું સ્વયંવરમાં જવું.



બહેન સંયોગતા ! ! બોલ હવે તેં મને ઓળખી ? હું દાહોમી નહીં પણ ક્યમાસનાં મરણ રૂપ કુટીલ કર્ણાટકી? પ્રથીરાજની પ્યારી ! ! આ મારો જીવ બચાવવાજ તારી દાશી થઇને રહી છું મારે માટે ક્યમાસ મરાયો બોલ બહેન ! હવે તારે પ્રથીરાજનાં મારા મુખથી શું વીશેષ વખાણ સાંભળવાં છે? તારા સ્વયંવરમાં તું પ્રથીરાજને વરવા ઇચ્છા ધારે છે. તે તને ઘટીતજ છે. તારે લાયકજ પ્રથીરાજ વર છે. હું દુનીયામાં પ્રથીરાજનેજ ખરો મરદ કહું છું બીજાની લાચ હું કદી કાઢતી નથી અને અરધે માથે ઉઘાડી રહું છું કેમકે પ્રથીરાજ શિવાય બીજાઓ મારે મન મરદ નથી જેથીજ વગર લાચે અરધે માથે રહું છું તને છેવટ ભલામણ કરૂં છું કે તું પ્રથીરાજનુજ પાણી ગ્રહણ કરજે.

વાહાલી કર્ણાટકી? પ્રથીરાજજ મારો પતી છે. બીજાને હું કદી અંગીકાર કરવાની નથી વારૂ ! ! પ્રથીરાજ આ સ્વયંવરમાં નહીં આવે તો હું શું કરીશ ? હું બીજાને તો વરમાળ આરોપવાનીજ નથી ? પ્રથીરાજ મળતાં સુધી કુંવારીજ રહીશ ? ? સાબાશ ! ! સંયોગતા ! તારી દ્રઢ પ્રતીજ્ઞાને ! આ પ્રતીજ્ઞા ઇશ્વિર પુર્ણ કરશે અને તેજ દયાળુ પરમાત્મા તને પ્રથીરાજનો મેળાપ કરાવશે.

સ્વયંવરની કંકોતરી લઈ દુત દીલ્હી આવ્યો રાજાને નીયમ મુજબ આપી અને એક કંકોતરી ચંદને દુતે આપી તેમને આગ્રહથી કવી તરીકે આવવા લખ્યું હતું.

આ સ્વયંવર જોવાની પ્રથીરાજને ઇચ્છા હતી જેથી ચંદબારોટને કહ્યું કે મને ગુપ્ત રીતે તમારી સાથે લઇ જાઓ ? ચંદે જવાબ આપ્યો ? માહારાજા ! "સુર્ય છાબડે ઢાંકયો રહેતો નથી" તેમ આપને ગુપ્ત રીતે હું ત્યાં શી રીતે લઈ જઇ શકું ? આપની ઇચ્છા હોય તો સઘળા સામંતોની સલાહ લ્યો ? આવા કામમાં મારી એકલાની

મરજીથી કાંઇ કામ કરી શકાય નહીં? માટે સભા ભરી સઘળા સામંતોને આ હકીકત નીવેદન કરો? ઘણા મતે જે કાર્ય થાય તે ઉત્તમ લેખાય આપણો સદા એજ રીવાજ છે. અને એ રીવાજે ચાલતાં આપણને કદી વીઘન આવતું નથી.

ચંદની સલાહ-પ્રથીરાજને પસંદ પડી અને તેણે તુરત સભા ભરી સઘળા સામંતોને બોલાવ્યા સામંતો સભામાં આવી બેઠા પછી ચંદબારોટ બોલ્યો કે આપણા માહારાજાનો વિચાર જયચંદની કુંવરી સંયોગતાનું હરણ કરવાનો છે. મારી સલાહ મુજબ જયચંદની કુંવરીનું હરણ કરવા સારૂં કપટ કર્યા શીવાય છુટકો નથી અને કપટ શિવાય આપણાથી સંયોગતાનું હરણ થવાનું નથી પૂર્વે કૃષ્ણે કપટથીજ રૂખમણીનું હરણ કર્યું હતું! અર્જુને સુભદ્રાનું પણ કપટથીજ હરણ કર્યું હતું! રજપુતોને કન્યા હરણ કરવામાં કપટનો દોષ લાગતો નથી. માટે આપણે હરેક યુકતી પરયુકતીથી સંયોગતાનું હરણ કરી આપણા માહારાજાની જીજ્ઞાષા તૃપ્ત કરવી એ આપણો ધર્મ છે. આ બાબતમાં આપ સરવની શું સલાહ પડે છે તે જણાવવું જોઇયે સઘળાએ વિચાર કરી સમંતી આપી કે સંયોગતાનું હરણ કરી જયચંદનો ગરવ ઉતારવો અને બતાવી આપવું કે ચહુવાણો આવા બળવાન છે!

શી રીતે હરણ કરવું કનોજમાં શી રીતે જવું તેનો વિચાર કરીયે. એમ પ્રથીરાજ તરફથી પ્રશ્ન પુછાતાં એક સામંત બોલ્યો કે આ સ્વયંવરમાં હજારો ભાટ લોકો કવી તરીકે જશે, માટે ચંદ બારોટે પણ કનોજ જવું. વળી તેમને તો ખાસ ચહુવાણરાયના દશોંદી ભાટ તરીકે આમંત્રણ આવેલું છે. માટે તેમણે માન સહીત કનોજ જવું તેમાં કાંઇ વાંધો નથી.

ચંદ બારોટ પ્રથીરાજના મહાન માનકારી છે માટે રાજના મોભા પ્રમાણે લશ્કરી ઠાઠથી જાય તો પણ શોભે તેમ છે શાથી કે ચહુવાણરાયના દશોંદી માટે રાજની ઇજત પ્રમાણેજ તેમને મોકલવા આપણે સઘળા સામંતોએ તેમના રસાલા તરીકે સાથે હથીયાર બંધ જવું. માહારાજાને પણ સાથે લઈ જવા.

સમય પ્રમાણે ધણી પણ ચાકર થાય, અને સમય પ્રમાણે ચાકર પણ ધણી થાય, તો તેમાં કાંઈ લાંછન ન કહેવાય એતો કપટ માટે રાજનીતીમાં છુટ છે. માટે કપટ કરવું હોય ત્યાં એમ

પણ કરવું પડે. ચંદના ચાકર થઇ આપણે સઘળાએ તેની સાથે કનોજ જવું અને ત્યાં શહેર બહાર પડાવ નાખવો. આ અભીપ્રાય સઘળાને પસંદ પડયો જેથી કનોજ જવા સૌ તેયાર થવા લાગ્યા પ્રથીરાજ ઘણોજ ખુશી થઇ સામંતોને છુટા હાથે શીરપાવ આપવા લાગ્યો.

અગ્યાર હજાર રજપુતો લશ્કરી દરેશે હાજર થયા અને ચંદના રસાલાના માણસો તરીકે સઘળાએ સાથે કનોજ જવા કુચ કરી. પ્રથીરાજ પણ ચાકર રૂપમાં સાથે ચાલ્યો.

મજલ પર મજલ કરતો પોતાના રસાલા સાથે ચંદ કનોજ આવી પહોંચ્યો અને શહેરને પાદર મેદાનમાં પોતાના દેરા તંબુ નાંખી પડાવ કર્યો. બાદ ચંદ જયચંદ માહારાજને મળવા ચાલ્યો. પ્રથીરાજને જયચંદની સભા જોવી હતી તેથી ચંદનો ચંબુ ઉપાડી ચંદ સાથે ચાલ્યો.

આ વખત કયમાસ જેવો પ્રધાન જીવતો હોત તો પોતાના રાજાને આવું નીચ કત્ય કરવા દેત નહીં. જે પ્રથીરાજે શાહબુદીન ગોરીને ચારવાર હરાવ્યો ગુજરાતના ભીમદેવને માર્યો, મોહબાની લડાઇમાં વીજય મેળવ્યો બાલુકરાયને મારી જયચંદના રાજસુયજ્ઞનો ભંગ કર્યો તે પ્રથીરાજ ! આજે પોતાના દસોંદી ચંદ બારોટનો ચાકર થઇ તેનો પાણીનો ચંબુ ઉપાડી ચંદ સાથે ચાલ્યો. અહા ! ! શું પ્રથીરાજના ભાગ્યની અધોગતી ! ! રાજ માન છોડી ચાકરના રૂપમાં સંયોગતા માટે ધસ્યો એ પ્રથીરાજના વીનાશકાળનીજ નીશાની સમજવી ! એજ દીલ્લીના રજપુત રાજના નાશની વેળા ! હર ! હર ! ભાવી પ્રબળ છે. રજપુત્ત નામનું નીકંદન કાઢનાર રણમાં રજપુતોને રોળાવી ખપ્પર ભરનાર સંયોગતાયે પ્રથીરાજને રાજ્યનીતી છોડાવી ! ઉદયનો અસ્ત હમેશાં કુદરતી કાળ ચકરમા થયા કરે છે તે મુજબ પ્રથીરાજના ઉદયનો અસ્ત થવોજ જોઇયે અને તેજ પ્રભાવે પ્રથીરાજને અસ્ત કાળ આવતાં આવી હલકી બુદ્ધી સુઝે એમાં નવાઇ નજ લેખાય પ્રથીરાજ ચાકર થાય તે તેના મંદ ભાગ્યની શરૂવાતનું ચીન્હ લેખાય.

" **वीनाशकाळे, वीपरीत बुद्धि.**" ચહુવાણ રાજ્યના નાશનું ચીન્હ આ પહેલુ પગલું પ્રથીરાજે ભર્યું આજે પ્રથીરાજ જેવો

મહાન બાણુવળી પોતાના સેવકનો સેવક થઇ ચંદનો પાણી પીવાનો ચંબુ (સરાઇ) ઉપાડી ચંદ સાથે રાજસભામાં ગયો ઇશ્વરની ઇચ્છાજ બળવાન છે.” મનુષ્યનું તેની પાસે કશું ધાર્યું થતુ નથી કેમકે.

हरोवरो ब्रह्म विवाह कर्ता,
मृहणानि वैश्वानर मेवी हव्यम्;
तथापी वंध्या, गीरी राज कन्या,
बलीयशे केवळमेश्वरेच्छा-
भर्ताचराम, जनक पीताच,
गुरो वषिष्टो, सकलार्थ सिद्धी;
सुखे न लभत दोन मेक, सीता,
बलीयशे केवलमेश्वरेच्छा.

ચંબુ ઉપાડતાં પ્રથીરાજ અફશોસ કરતો બોલ્યો માહાદેવના લગ્ન પ્રસંગે સાક્ષાત બ્રહ્મા અને વીષ્ણુ લગ્નમાં હતા. અગ્નીએ જાતે જવ તલની હવી લીધી હતી. આવો શુભ સંયોગ અને શુભ મહુરતે લગ્ન થયા છતાં ગીરીરાજની કન્યા પાર્વતી વાંઝણીજ રહી સંતતીજ થઇ નહી. માટે ઇશ્વર ઇચ્છાજ બળવાન છે.

જેના ભરથાર રામચંદ્રજી કે જે સાક્ષાત ભગવાન કહેવાયા વળી પીયર પક્ષમાં જનક જેવા પીતા હતા. આશીરવાદ આપનાર વસીષ્ટ જેવા મહાત્મા ગુરૂ તરીકે હતા કે જેની સદાય મન કામના સીદ્ધજ હોય છતાં જનક પુત્રી સીત્તાયે એક દીવસ સુખ ભાળ્યું નહીં. માટે ઇશ્વર ઇચ્છા બળવાન છે.

હું પ્રથીરાજ સેવક ચંદનો સેવક થઇ ધનુષ બાણુ છોડી તેજ હાથમાં ચંદનો પાણીનો ચંબુ ઉપાડું છું. તેવું કદી ત્રણુ કાળમાં બનેજ નહીં છતાં બન્યું છે માટે હરી ઇચ્છાજ બળવાન ગણું છું.

ગંગાના કીનારાપર રાજ સભાને માટે કીનખાબ અને જરી-યાનનો મોટો સભા મંડપ બનાવ્યો હતો. વસંત ૠતુની શરૂવાત હતી. હમેશાં સાંજની સભા જયચંદ આ મંડપમાંજ ભરતો હતો. આ મંડપના દ્વાર પાસે આવી ચંદ ઉભો રહ્યો અને ત્યાં પ્રથીરાજને દ્વારપાળ તરીકે સુવર્ણ મુર્તીમાં ઉભો કરેલો જોઇ ચંદ પોતાના

મનમાં બોલ્યો. ધન્ય છે કચ્છવા કુટુંબને! ધન્ય છે કચ્છવા રાજા તને કે આવા રાજાનો દ્વારપાળ થયો છું! ત્યાં ઉભા રહી ચંદે પ્રતીહારને કહેવરાવ્યું કે જા જયચંદ મહારાજાને કહે કે ચહુવાણનો દશોંદી ભાટ ચંદ કવી આપને આશીર્વાદ દેવા આવ્યો છે. હેમરાજ કચ્છવાએ પ્રતીહારને મોકલી ચંદ આવ્યાના ખબર કહેવરાવ્યા જયચંદને સમાચાર મળતાં તુરત પોતાના દશોંદી ભાટને ચંદ બારોટ પાસે તેમને તેડી લાવવા મોકલ્યો બન્ને ભાટ ભેગા થયા અરસપરસ મળ્યા. એક બીજાની કુશળખેમ પુછી પછી જયચંદના બારોટે ચંદ બારોટને કહ્યું. તમો ચંદ બારોટ દેવીના વરદાઈ છો જેથી અદ્રષ્ય વસ્તુનું પણ વર્ણન કરી શકો છો. તમારી જગતમાં મોટી નામના થઈ રહી છે. જોયેલી વસ્તુનું વર્ણન કરવું એતો સઘળાને સુલભ છે. પરંતુ અદ્રષ્યને વર્ણવવી એ મહાન દુર્ઘટ છે માટે તે ચમત્કાર જોવાની મને ઇચ્છા છે. તો ચંદ બારોટ! હાલ અમારો માહારાજા કઈ સ્થીતીમાં છે. તેનું તમે વર્ણન કરો, એટલે પછી આપણે અંદર જઈયે.

ચંદને દેવી સહાય હતી જેથી રાજા જયચંદનો પહેરેલા પોશાક સીહાસનની રચના અને બેસવાની ઢબનું વર્ણન તુરત કવીતામાં કહી દીધું જયચંદનો ભાટ તેથી ઘણોજ ખુશી થયો અને ચંદને અંદર તેડી ગયો સાથે ચંખુ ઉપાડી પ્રથીરાજ પણ ગયો ભાટે જયચંદ માહારાજને ચંદ સાથે છટાદાર કવીત બોલી ઓળખાણ કરાવી ચંદે રાજરીતી પ્રમાણે જયચંદ માહારાજને નમન કરી સભા વચે ઉભા રહી કવીતમાં જયચંદ માહારાજનું યશોગાન કર્યું.

હે! જયચંદ મહારાજ! તું જબરો પરાક્રમી, અને બળવાન રાજા છું. તારા બળ પરાક્રમનું વર્ણન એક મુખથી કરવા હું ચંદ અશકત છું તારા ચરણમાં હિંદના હજારો રાજા આવી તરવાર નમાવી રહ્યા છે છત્રીશ કુળના ક્ષત્રીઓમાં અનેક કુળ તને માન આપી નમન કરે છે. તારા લશ્કરની ગણના અગણીત છે. તેથી તને "દળપાંગળ" રાજન કહેવામાં આવે છે તેં સુલતાનને એક દીવસમાં આઠવાર હરાવી પ્રાછો કાઢ્યો હતો તું આવો પરાક્રમી રાજા છું. તારા જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાંજ છે પરંતુ તારી આજ્ઞા પાંત્રીશ કુળના રજપુતોએ ઉઠાવી છે. ફકત પ્રથીરાજ ચહુવાણ અને રાણો સમરસીંહ બાકી છે.

ચંદની કવીત્વ સ્તુતીથી રાજા જયચંદ પ્રસન્ન થયો પણુ છેવટના વચનથી તેને સહજ ક્રોધ ચડયો પરંતુ ક્રાધને સમાવી ચંદને કવીત છીપામાં કેટલાક પ્રશ્ન પુછવા લાગ્યો જેના જવાબ દેવીના વરદાઇ ચંદબારોટે શીઘ્ર કવીતાની શક્તીથી કાવ્યમાંજ જયચંદને ટકોર લાગે તેવી રીતે આપવા માંડયા. અને તે જવાબ એવા હાજર જવાબી હતા કે આખી સભા વીસ્મીત થઇ ગઇ જયચંદ રાઠોડના દસોંદી ભાટે છેવટ ચંદનાં વખાણુ કર્યાં અને રાજાની આજ્ઞાથી ચંદને યોગ્ય શીરપાવ આપી ચંદને લાયકાત અને માન ભરતઓ રહે તેવા આસનપર બેસાર્યો. ચંદ આસનપર બેઠો એટલે ચંખુ ઉપાડી આવનાર પ્રથીરાજ ચંદના આસન પાસે ચંદના પડખે જઇ ઉભો રહ્યો. પ્રથીરાજના હતભાગ્યની અધોગતીનું ચીન્હ જુવો ! !

ચંદના હાજર જવાબથી આખી સભા છક થઇ ગઈ હતી તે વખતનાં ચંદનાં અને જયચંદના સામસામાં કવીતો ઘણાં કીમતી છે પરંતુ આ સ્થળે તે વીષય લંબાણુ વાળો હોવાથી અમો દાખલ કરી શકતા નથી. પરંતુ એ કવીતોની મતલબ એવી છે કે કવીતમાં જયચંદે ચંદબારોટને બળદીઓ કહી તેની દુર્બળતા બતાવી હતી કે હે ચંદ બળદ ? જયચંદના રાજ્ય અમલમાં પશુઓને ચરવા માટે ગૌચર તરીકે અસંખ્ય જંગલોનાં જંગલ પડતર રાખ્યાં છે જેમાં કરોડો પશુઓ ઘાસ ચરી રૂષ્ટ પુષ્ટ બની ગયાં છે. છતાં હે બળદ ! તું કેમ દુબળો ! !

જયચંદની ટકોર સાંભળી, ચંદને રીસ ચડી પણ કરે શું ? છતાં હિંમત પકડી બોલ્યો હે જયચંદ માહારાજ ! ! દીલ્લીના પ્રથીરાજ મહારાજના બળ આગળ, તેના દુશ્મનો નહીં ટકી શકવાથી પ્રથીરાજના બળથી ડરી શત્રુઓ મોંમાં ઘાસના તરણાં લઇ પ્રથીરાજના ચરણુમાં આવી નમે છે. એવા અનેક દુશમનો મોંમાં ઘાસ રાખી સદા પ્રથીરાજ સનમુખ રહે છે જેથી દેશમાંથી ઘાસ ખુટી પડયું છે જેના લીધેજ હું બળદીઓ દુબળો પડી ગયો છું.

આવી રીતે કેટલોક વાદ વીવાદ થયા પછી સભા વીસર્જન થઇ પરંતુ ચંદ સાથે વધારે વાતચીત કરવા જયચંદને ઇચ્છા થવાથી સભા વીંખાયા પછી જયચંદ અને ચંદબારોટ, ફરી સાંજ ભેગા થયા અને જયચંદે ચંદબારોટને પોતા પાસે બોલાવ્યો અને રજપુ-

તેમાં પડેલ વિગ્રહ સબંધી વાતચીત કરવા માંડી. હે બારોટ !! હિંદુસ્તાન ઉપર હાલમાં મોટા શત્રુઓ ગાજી રહ્યા છે. આવો સમય છતાં તમારો રાજા પ્રથીરાજ! રજપુતોમાં માંહો માંહે લડાઈનાં કારણુ શા માટે ગોતે છે? શા માટે નજીવા કારણુ શોધી લડાઈઓ ઉભી કરે છે? તારા રાજા પ્રથીરાજને જરા પણુ સ્વદેશાભીમાન છે કે નહીં? અંદર અંદર લડવાથી આપણે બધા નબળા પડી જઈએ છીયે જેના લીધે આપણા કુસંપનો લાભ શત્રુ ગણાતો શાહાબુદીન ગોરી લેવા લાગ્યો છે. આ બીના તારા વીષયાશકત રાજાથી શું નહીં સમજાતી હોય? મારી સાથે વેર ઉભું કરવામાં તારા બાળક રાજાને કશો લાભ મળવાનો નથી પણ એથી ઉલટું એજ થાય છે કે રજપુતોનું સંયુકત બળ તુટી જાય છે પ્રથીરાજના બાપને અમે પૂર્વે ઘણોજ આશ્રય આપ્યો હતો. તેમ અમારા દાદા અનંગપાળને પણ અમારી મદદ ઘણીજ હતી. દીલ્લી રાજના વારસાવગર અમો હાથ પગ જોડી બેશી રહ્યા નહોતા પરંતુ અમારા દાદા અનંગપાળે, અમારો હક ડુબાવી પ્રથીરાજને ગાદી આપી તેમાં અમોને અપમાન પહોંચ્યું છે આ બધું અમો સમજીએ છીએ પરંતુ અંદર અંદરમાં કજીઓ વધારવાનો હાલમાં સમય નથી માટેજ અમો બેશી રહ્યા છીએ.

મારો નાનો ભાઈ કે જે બાળક અવસ્થાનો હતો તેનાપર તુટી પડી તેનો જીવ લેવામાં પ્રથીરાજે પરાક્રમ માન્યું હોય તો તેમાં તેની મોટી ભુલ છે. ભાઈએ ભાઈમાં કલહ! તેમાં એક બીજાના પ્રાણ લેવા એ રીતીત નથી તમારો રાજા ગમે તેવી ઉદ્ધતાઈ કરે છે. પરંતુ અમે તો તેની સામે હથીયાર ખેંચતા નથી કારણ કે અમે તો માનીયે છીયે કે.

કડવા હોજો લીંબડા, મીઠી જેની છાંય;
બધવ હજો બોલડે. તોય પોતાની બાંય.

હુંતો પ્રથીને એજ પ્રમાણે માનું છું. પણ તેને તો જબરો ગરવ ચડી ગયો છે. તો પણ તે મને શું કરવાનો છે? અંતે તારા જેવા સલાહકાર છતાં વીખ કાઢશે કે બીજું કાંઈ? અમે એનાં અડપલાં ઘણી વખત સહન કર્યા છે. શ્રી કૃષ્ણની માફક હું તેના સઘળા ગુનાહ ગણ્યા કરૂં છું. છેવટ કૃષ્ણે જેવી શીશુપાળની ગતી કરી તેવીજ ગતી

તારા પ્રથીના હું કરવાનો છું. માટે બારોટ! તારા પ્રથીને કહેજે કે હવે ઝાઝુ જવા દે? ભુંડાનું ફળ ભુંડુંજ મળશે! જ્યારે સંપની ખાસ જરૂર છે. ત્યારે તે આવાં ઉલટી રીતનાં કૃત્ય આદરે છે. માટે આટલેથીજ હવે અટકે તો સારૂં.

બારોટ!! મેં હજી તારા પ્રથીને જોયો નથી પરંતુ સાંભળું છું કે તે શુરવીર, ચતુર, અને શાણો, સમજુ રાજા છે મને નવાઇ ઉપજે છે કે પ્રથીરાજ આવો છે છતાં તેનું પ્રધાન મંડળ અણુ સમજુ હશે કે શું? તારૂં તારો રાજા કાંઇ સાંભળે છે કે નહીં? જો સાંભળતો હોય તો આ મારી બધી શીખામણની વાત તેને જઇ જરૂર કહેજે?

જયચંદના આવા કઠોર વચનો ચંદ સાથે ચંખુ ઉપાડી આવેલ પ્રથીરાજે કાનોકાન સાંભળ્યાં અને સાંભળતાંજ અંતરમાં ક્રોધનો અગ્ની ઉછળ્યો. પણ આ વખતે પ્રથીરાજ શું કરે?

કેમકે ચખુ ઉપાડી ચંદનો ચાકર થઇને આવ્યો હતો જયચંદના તીવ્ર વાકય સાંભળી, સમજણો ચંદ ગમ ખાઇ ગયો થોડી વાર શાન્ત રહી વિચાર કરી બોલ્યો.

જયચંદ માહારાજ!! અમારો પ્રથીરાજ તો સમજુ છે તેના સામંતો પણ સઘળા સમજુજ છે તેઓ રાજનીતીને જાણે છે અને રજપુતોના દુશમન શાહબુદીન ગોરીની સઘળી ગોઠવણો ઉંધીવાળ વાના નીરંતર ઉપાય કર્યા કરે છે. પરંતુ આપ જેવા મહાનરાજા એક બાજા વચ્ચે લીન્યા કારણે ગેર સમજુત ઉભી કરો; અને જે હાલ ગેર સમજુત ઉભી થઇ છે તે વગર વિચારેજ થયેલી છે.

જેમ તીરકસના ટેકાઓ એક બીજાને આધારે ઉભા રહે છે તેમ રાજ્યોના સંપ પણ એક બીજાને આધારેજ ટકે છે એક બીજા રાજ્યોની મહત્તાઇ સંપ સીવાય વધતી નથી જેથી એક બીજાને મદ કે અભીમાન કરવાનું નથી કે અમુક મારે આશ્રે છે અમુક મારા ખંડીયા છે.

આપ કહો છો કે મેં દીલ્લીના રાજાને મદદ કરી છે. તો જેમ તમે મદદ કરી હશે, તેમ તેમણે પણ કરી છે. જુવો સાંભળો! તમો જ્યારે સ્વારી લઇ દક્ષીણમાં ગયા ત્યારે અમારા પ્રથીરાજ માહારાજે શાહબુદીનગોરીના ઘેરાથી કનોજનું રક્ષણ કરવા પોતાના

આઠ હજાર રજપુતોનું રૂધીર આ તમારી કનોજની ભુમી ઉપર રેડયું હતું તે વાત આપ ભુલી ગયા નહીંજ હો ? તમે શાસ્ત્રની મનાઇ છતાં આ કલીયુગમાં ધર્મશાસ્ત્ર વીરૂદ્ધ આચરણ રાજસુયજ્ઞનું આદર્યું એ શું બ્યાજબી કર્યું છે ? હિંદુઓના ધર્મ શાસ્ત્ર ઉપર આપ જેવા રજપુત રાજાંજ પગ મુકે તે કોઇ રીતે બ્યાજબી નજ લેખાય અને તેમ અભીમાનમાં આવી યજ્ઞ આદરી અમારા રાજાપર દુત મોકલ્યો શાસ્ત્રને માન દઈ પ્રથીરાજ યજ્ઞમાં ન આવ્યા ત્યારે તેનું અપમાન કરી સુવર્ણનું પુતળુ ઉભું કર્યું એ શું આપની મહતાઇને શોભા રૂપ આપે કર્યું છે ? જેથીજ તેને યુદ્ધ કરવાની જરૂર પડી એ દોષ પ્રથીરાજનો નહીં પણ આપનોજ લેખાય.

આપ હાલ શીખામણ આપો છો પણ હુંતો એમજ માનું છું કે " ઘેલી સાસરે જાય ત્યારે ગાંડી શીખામણ આપવા બેસે " તેમ આપ માહારાજા હાલમાં કરો છો. બીજા કયા પ્રસંગે પ્રથીરાજે આપની સાથે વીન્યા કારણે વેર કર્યું તેતો કહો ? ચહુવાણ કુળ દીપક પ્રથીરાજ કાંઇ જેવો તેવો નથી ત્યારે જયચંદે કહ્યું બારોટા તમારો રાજા પ્રથીરાજ કેવો છે કે તમે તેનાંજ વખાણ કર્યા કરો છો ? શું આ મારી સભામાં તેના જેવો કોઇ છે કે નહીં ?

જયચંદનું આવું વાકય નીકળતાંજ હાજર જવાબી ચંદ પોતાનો ચંબુ ઉપાડી આવેલ પ્રથુ સામે આંગળી કરી કવીત બોલવું શરૂ કર્યું કે માહારાજ ! જેવો ગોકુળમાં કાન તેવો આ અમારો રાજા પ્રથીરાજ છે તે માહાન બાણાવળી છે શત્રુઓનો ગર્વગંજન છે વળી ક્ષમાનો સાગર છે નીતીનો પાળક નરેંદ્ર છે એની જોડ પૃથ્વીમાં બીજી કોઇ છે જ નહીં તો પછી આપની સભામાં એના જેવો કોણ હોય ! કોઇજ નહીં.

જયચંદ કવીત સાંભળી વીલો પડી ગયો પણ તે મહાન ચતુર રાજા હતો બારોટ કવીત બોલતાં હરવખત આંગળી પોતાના ચંબુવાળા સામી કરતો હતો તેથી જયચંદે ચંબુવાળા ઉપર કાંઇક લક્ષ દોર્યું ચંબુવાળા સામું એકી નજરે જયચંદ જોઈ રહ્યો જેથી તેની મુખાકૃતી જોતાં જયચંદને શક આવ્યો કે રખે આ ચંબુ વાળોજ પ્રથીરાજ ન હોય ! ધારી ધારીને જોતાં તેની મુખાકૃતી ચાકર જેવી જયચંદને દેખાઇ નહીં જયચંદ ચહેરો જોઇ અનેક

તરેહના વિચાર કરવા લાગ્યો અને છેવટ નીશ્ચયપર આવ્યો કે આ ચંપુવાળોજ પ્રથીરાજ છે માટે તેને પકડી દેહાંત શીક્ષા કરવી આવો નીશ્ચય થયો પણ વળી વિચારમાં પડયો કે કદી ચંપુવાળો પ્રથીરાજ ન હોય તો જગતમાં મારી હાંસી થશે કે જયચંદ જેવો મહાન પ્રતાપી રાજા પ્રથીરાજને તો મારી શકયો નહીં પણ મીજમાન આવેલા જયચંદ બારોટના ચંપુવાળાને પ્રથીરાજ ગણી મારી નાંખ્યો આવું જગતમાં બોલાશે માટે આ ચંપુવાળો પ્રથીરાજ છે કે નહીં તેનો પાકો તપાસ કરી પછી તેનો ઘાટ ઘડું આંગણે આવી ઉભો રહેલ શત્રુને જીવતો જવા દેવો તો પછી મારા જેવો મુરખ કોણ ? વગર તપાસે ચંપુવાળાને મારૂં તો હું હીચકારો ગણાઉં વળી જગતમાં મારે સરમાવા જેવું થાય જેથી જયચંદ માહારાજ વિચાર વમળમાં પડયો કે હવે શું કરવું પોતાનો ચંપુવાળા ઉપર પુરણ શક રહ્યો કે તે નક્કી પ્રથીરાજજ છે ! આ શકની કેવા રીતે ખાતરી અને તપાસ કરવી તેની ભાંજગડમાં જયચંદનું મન ગુંથાયું આથી સઘળી સભા પણ માહારાજાના મનનો વિચાર જાણી ગઇ પણ કોઈ કાંઇ બોલી શકયા નહીં સઘળા એક બીજા સામુ ટગર ટગર જોઈ રહ્યા.

છેવટે જયચંદના મનમાં સુઝી આવ્યું કે મારી પુત્રી સંયોગતા પાસે કર્ણાટકી છે કે જે એક વખત પ્રથીરાજની પાસે રખાત તરીકે તેની માનેતી હતી એ કર્ણાટકી પ્રથીરાજનેજ મરદ ગણે છે એનીજ લાચ કાઢે છે બાકી બીજા મરદોની લાચ કાઢતી નથી હમેશાં તે પોતાનું ઓઢણું પોતાને ખભેજ રાખે છે બીજા કોઇ મરદની મર્યાદા રાખતી નથી માટે એ કર્ણાટકીને અત્યારે આ સભામાં બોલાવું કર્ણાટકી આ ચંપુવાળાને ઓલખી શકશે ! જો ચંપુવાળો પ્રથીરાજ હશે તો કર્ણાટકી તેની લાચ કાઢશે અને જો પ્રથીરાજ નહીં હોય તો લાચ નહીં કાઢે એ ઉપરથી મારી ચોકસ ખાતરી થશે. જો પ્રથીરાજ હશે તો પછી ઘરે બેઠાં મારૂં વેર વગર મહેનતે લઈ શકીશ એમ ધારી કર્ણાટકીને બોલાવવા માણસ મોકલ્યું ચંદ પણ વિચારમાં પડયો સભામાં બેઠેલા જયચંદના ખુશામતીયા સઘળા રાજી થયા કે બાલુકરાયનો જીવ લેનાર ઘરે બેઠાં ઇશ્વરે જયચંદ માહારાજને હાથો હાથ સોંપ્યો તેથી તેઓ મનમાં રાજી થવા લાગ્યા શુરો પ્રથીરાજ બીક રહીત સ્થીરતાથી સઘળું નીરીક્ષણ કરતો હતો.

જેવી કર્ણાટકી જયચંદની સભામાં આવી તેવીજ તેની દ્રષ્ટી

પ્રથીરાજ પર પડી પથીરાજને જોવે તેણુ જાણ્યો કે તુરત પોતાના ખભાપરનું ઓઢણું ઉપાડી માથા પર ધરી પ્રથીરાજની લાચ કાઢી ચાલાક ચંદે જાણ્યું કે ભુંડું થયું જેથી કર્ણાટકી સામું જોઇ કોઈ ન જાણે તેમ ઇસારો કર્યો કે ઓઢણું કાઢી નાંખ.

કર્ણાટકી ગુણીકા હતી ઘણીજ ચાલાક અને વિચીક્ષણ હતી. સભાનો રંગ જોઇ સમજી ગઇ કે પ્રથીરાજ ચંખુવાળો છે કે નહીં તેનો નીશ્ચય કરવા જયચંદે મને આ સભામાં બોલાવી છે હવે જો હું પ્રથીરાજની લાચ કાઢીશતો મારા માનીતા અને એક વખતના પ્રાણ પ્રભુ પ્રથીરાજને આ જયચંદ માહારાજ અત્યારેજ ભર સભામાં મારી નાંખશે માટે મારે લુણ હરામી ન થવું. પ્રથીરાજ જેવા મરદને આવી રીતે મારતો બચાવવો એ મારો ધરમ છે. ગમે તેમ તો પણ એણે મને જે રાજ સુખ આપ્યું છે અને લાડ લડાવ્યાં છે તેવો બીજો કોઇ દુનીયામાં મને લાડ લડાવનારો નથી મારી દુષ્ટ બુદ્ધી થવાથી મેં તેના પ્રત્યે અપ્રમાણીક પણું કર્યું તો પણ તેણે તો મારો અપરાધ ક્ષમા કરી મને જીવતી રાખી છે. તો તેવા પ્રાણદાતા પ્રથીરાજ અહીં જયચંદની સભામાં ઘેરાયાથી મારે તેમનો બચાવ કરી અહીંથી મુકત કરવા જોઇયે એમ ધારી ચંદનો ઈસારો સમજી ગઇ.

કર્ણાટકીએ સભામાં આવતાં પ્રથમ લાચ કાઢી અને તુરત લાચ મુકી દીધી અને ઓઢણું ખભા ઉપર નાખી દીધું અને ખુલ્લા માથે સભામાં ચાલી આવી જયચંદ સામે વિનયથી આવી ઉભી રહી કર્ણાટકીની ચાલાકી જોઇ ચંદ અને પ્રથીરાજ મનમાં રાજી થયા પ્રથીરાજનો કર્ણાટકી ઉપરનો કયમાસ સબંધીનો અભાવ શાન્ત થઈ ગયો.

જેવું કર્ણાટકીયે ઓઢણું કાઢી નાંખ્યું કે જયચંદ વધારે વહેમે ભરાયો અને કર્ણાટકીને પુછવા લાગ્યો કે હે કર્ણાટકી? તું અત્યારે મારી દાસીછું! તું મારૂંજ રજક ખાય છે! સાચું બોલ? તું કદી માથે ઓઢતી નથી તું કોઈ મરદની લાચ પ્રથીરાજ શિવાયનાની કદી કાઢતી નથી છતાં આ સભામાં તેં માથે કેમ ઓઢયું? વળી પાછું શું સમજીને માથેથી ઓઢેલું વસ્ત્ર ઉતારી ખભા ઉપર નાંખ્યું? આમ કરવામાં કાંઇ ભેદ છે કે શું? સત્ય બોલ?

જયચંદનાં વચન સાંભળતાં ચતુર કર્ણાટકીએ પોતાની આતુરતા વાપરી જવાબ આપ્યો અન્નદાતા ! ! આપ જાણો છો કે હું આ દુનીયામાં ફક્ત મરદ પ્રથીરાજનેજ ગણુંછું અને તે મરદને જોઇનેજ માથે ઓઢું છું બાકીના પુરૂષોને હું મરદ લેખતી નથી અને તેઓ બધા મારી વીસાતમાં પણ નથી.

જયચંદે પુછ્યું ત્યારે આ સભામાં તેં માથે કેમ ઓઢયું ? અને પાછું કાઢી કેમ નાંખ્યું ? શું આ સભામાં પ્રથીરાજ છે ? માહારાજ આ સભામાં પ્રથીરાજતો નથી પણ તેનો માનીતો ચંદ બારોટ છે એ ચંદ બારોટને જોતાં હું પ્રથીરાજના ખાસ માનીતા અને માનકારી ગણી પ્રથીરાજના માનને ખાતર જ્યારે જ્યારે હું ચંદ બારોટને જોવું છું ત્યારે ત્યારે વૃદ્ધને માન આપવા મારૂં ઓઢણું ઉપાડી એક ક્ષણ માથે નાંખી પછી ઉતારી નાંખુંછું એટલું હું ચંદ બારોટનું માન રાખુંછું અને તે મુજબ આજે પ્રથીરાજના માનીતા ચંદ બારોટને જોવાથી મારા હમેશના રીવાજ મુજબ ઓઢ-ણું ખંભેથી ઉપાડી માથે ઓઢી ઉતારી નાંખ્યું છે જો પ્રથીરાજ આ સભામાં હોત તો હું ઓઢણું કદી ઉતારત નહીં માટે એમાં વીશેષ પુછવા જેવું આપને હવે રહ્યું નથી.

કર્ણાટકીની વાકચાતુરી જોઇ સઘળી સભા રાજી થઈ પરંતુ જયચંદનો વહેમ ચંબુવાળા પ્રથીરાજ ઉપરનો જરાપણ મટયો નહી જયચંદની ધારેલી ધારણા કર્ણાટકીને સભામાં બોલાવ્યા છતાં સીદ્ધ થઈ શકી નહીં.

ચતુર કર્ણાટકીએ એક વખતના પોતાના પ્રાણ વલ્લભ પ્રથીરા-જને આવી યુક્તી કરી આ વખત બચાવી લીધા ઉલટી પ્રથીરાજ અને ચંદની તેણે મોટાઇ વધારી જેથી સભામાં જાહેર રીતે પ્રથીરા-જને કોઈ ઉઘાડું પાડી શકયું નહીં ને કર્ણાટકી રજા લઇ સભામાંથી ચાલી ગઇ અને સંયોગતા પાસે આવી ઉભી અને સંયોગતાને સઘળી હકીકત નીવેદન કરી જે સાંભળી સંયોગતા ઘણીજ ખુશી થઇ અને કર્ણાટકીને પોતાનાં કીંમતી વસ્ત્રાલંકાર અર્પણ કરી દીધા.

આ બાજુ જયચંદ મહાન વિચારમાં પડયો તેની ધારણા ધુળ મળવાથી તેનું ચીત વ્યગ્ર બની ગયું. હવે શું કરવું ? મારો તો નીશ્ચય છે કે ચંબુવાળો ચોકસ પ્રથીરાજ છે ! હવે મારે ખાતરી

કરવા તેની ખાનગી તપાસ રાખવી જોઇએ. એમ ધારી તુરત સભા બરખાસ્ત કરી સઘળાઓ પોત પોતાને સ્થાનકે ગયા ચંદ પણ ચંબુવાળાને લઇ પોતાના તંબુમાં આવ્યો. સઘળા સામંતોને સભામાં બનેલી સઘળી હકીકત નીવેદન કરી. સામંતો કર્ણાટકીનાં વખાણ કરવા લાગ્યા, ધન્ય છે કર્ણાટકી તું મંદ બુદ્ધીની અબળા જાતી છતાં આજે તેં પ્રથીરાજનું લુણ હક કરી તેનો પ્રાણ બચાવ્યો છે. તારા અપરાધની તને ક્ષમા આપીયે છીયે.

જયચંદ વહેમમાં પાકો ધોળાયાથી પોતાના કનોજ શહેરના કોટવાળ રાવળ જાદાને બોલાવી કહેવા લાગ્યો કે હે કોટવાળ ! ચંદના ચંબુવાળા ઉપર મને પાકો શક છે. એ ચંદનો ચંબુવાળો નથી પણ નાનાભાઇ બાલુકરાયનો જીવ લેનાર મારો કટ્ટો શત્રુ પ્રથીરાજ છે માટે તું તેની ખાનગી ચીકીત્સા તેના તંબુમાં જઈ જોજે ? તારા છુપા માણસો ચંદની સરભરામાં રોક અને ત્યાં સઘળી ચીકીત્સા જો ? શાથી કે પ્રથીરાજ ઉપર મારી ઘણા દીવસની દાઝ છે. તે હાલી ચાલીને આપડે ઘરે આવ્યો છે હવે જીવતો કેમ જવા દેવાય ? માટે આ કામ તું, મારો હીતસ્વી હોવાથી તનેજ સોંપું છું. કહી તેને રજા આપી અને પોતે પ્રથમ સંયોગતાના મહેલમાં ગયો ને કર્ણાટકી ઉપર ક્રોધ ભરી આંખ કરી તેને ધમકાવ્યાની રીતે પુછવા લાગ્યો. લુણહરામી કર્ણાટકી તેં આજે મારી આજ્ઞાનો ભંગ કરી કપટ કર્યું છે ? મારૂં નીમક ખાઇ તેં હરામ કર્યું છે. શું પેલો ચંબુવાળો પ્રથીરાજ નહોતો ? જા ! જા ! જાત ગણીકાકે બીજું કોઈ ? આખર જાતેજ ઉભી રહી પણ તુ મારી વાહાલી પુત્રી સંયોગતાની દાશી છું. માટેજ તને કાંઇ કરી શકતો કે કહી શકતો નથી પણ નીચ તેં તારૂં નીચપણુંજ આજે દાખવ્યું છે ? મેં તને આશ્રય આપ્યો તેનું ફળ તેં આજ આપ્યું ! એમ કર્ણાટકીને ધીક્કારી જયચંદ પોતાની મહેલાતમાં આવ્યો ને આખી રાત્રી પ્રથીરાજના વિચારમાં આળોટીને સેયાપર કીધી.

પોતાની વહાલી સખી કર્ણાટકીને પીતાએ ફીટકાર આપવાથી સંયોગતા બોલી ! બેન કર્ણાટકી કાંઈ ફીકર ઉચાટ રાખીશમાં જ્યાં હું ત્યાં તું ? આપણે બે સગી બેનોજ છીયે આજે તેં પ્રાણનાથને જીવતદાન આપ્યું છે. તે તારો ઉપકાર હું જીંદગી પર્યંત ભુલવાની નથી. પીતા કદી ગુસ્સે થઇ આપણા બેનો પ્રાણ લેશે ? બીજું શું

કરશે? પણ ધન્યં છે તને કે પ્રથીરાજને બચાવ્યા! હવે એ સાદુલસીહ મુક્ત થયા છે હવે પીતાને પહોંચી શકશે પણ બહેન આપણે હવે શું કરશું? તારી મરજી હોય તો બને છાનાં માનાં નાસી ચંદને શરણે તેના તંબુમાં જઇયે મને અત્યારે આ મારો મહેલ, મહેલ નહીં પણ કારાગ્રહ જેવો લાગે છે મેંતો કાલેજ માતુશ્રીને કહી દીધું છે કે મારે સ્વયંવરમાં કોઇને વરમાળ પહેરાવવી નથી મેંતો પ્રથીરાજનેજ મારા પ્રાણ પતી ગણ્યા છે. આથી માતાજી મારાપર ગુસ્સે થઇ ચાલ્યાં ગયાં છે. કાલનાં આવ્યાં પણ નથી. કર્ણાટકી મારે હવે માતાજીની પણ પરવા નથી તેઓ તો તેઓનોજ સ્વારથ તાકી રહ્યાં છે. મારૂં ભલું ઇચ્છવાની તેમને કશી પરવા નથી.



# પ્રકરણ ૧૦ મું.

## સંયોગતાનો રાજમહેલ.



સંયોગતાએ આગલે દીવસ પોતાનો દ્રઢ નીશ્ચય પ્રથીરાજને વરવા સબંધી કહી દેવાથી સંયોગતાની માતા મહાન વિચારમાં પડી પોતાની લાડવાઇ અને મોઢે ચડાવી ઉછેરેલી એકની એક દીકરીનો આ નીશ્ચય ફેરવવા તેની દાસીઓને બોલાવી શીખામણ દીધી કે પુત્રી સંયોગતાનો હરેક યુકતીપરયુકતી કરી તમે તેનો પ્રથીરાજ ઉપરનો પ્રેમ છોડાવો જો આ તેના નીશ્ચયની તેના પીતાશ્રીને ખબર પડશે તો સંયોગતાને હણવામાં પણ તે આ વખત પાપ ગણશે નહીં માટે સખીઓ ! તમે સંયોગતાને સમજાવો! મેં કાલે ઘણી સમજાવી પણ પુત્રી પોતાની હઠ છોડતી નથી. કદી તમે સમજાવીને હઠ છોડાવશો તો હું તમને ઘણોજ પોશાક આપીશ.

સઘળી સખીઓ સંયોગતા પાસે આવી અનેક યુકતી પર યુકતીથી સંયોગતાને સમજાવવા લાગી. એક દાશી હાવ ભાવ કરતી બોલી વાહાલી બા ! ! તમોતો હવે ઇચ્છાવર વરી સાસરે જશો ? ત્યાં અમને સંભારશો તો ખરાં કે ?

સંયોગતા—સખીઓ ! ! તમે તો મારી આંખની કીકી છો ! તમારા વડેજ હું દેખતી છું તો પછી આવું શા માટે બોલો છો ? તમે સઘળી બાળપણથીજ મારી સાથે ઉછરી છો ભેગાં રમ્યાં છીયે ! જમ્યાં છીયે ! અને આનંદ કર્યો છે આ સ્નેહ કાંઇ વીસર્યો વીસરાય તેમ નથી ! કેમ મંજુઘોષા ! હું તને કદી તજીશ ?

મંજુઘોષા—બા ! બહેન ! એમ તો કદી નજ બને ! પણ સંસારમાં પડયા પછી બાળશી પ્રેમ કાંઇક ઓછો થાય ખરો ?

સંયોગતા—જા જા મંજુઘોષા ! એમ કદી બનવાનુંજ નથી તું પણ આ બીજી સખીઓની માફક મારી મશ્કરી કરે છે?

મંજુઘોષા—બહેન ! સત્ય કહું છું ! પરણ્યા પછીની વાત જુદીજ હોય છે !

સંયોગતા—તારા પ્રત્યે એ વાત કદી જુઠીજ થવાની નથી. એમ તું નક્કી ખાતરી રાખજે હો?

મંજુઘોષા—બા ! તમે માણુસ છો અને માણુસ માત્ર ભુલે એમાં નવાઇ શી ?

સંયોગતા—વહાલી સખી તારે તેવો વહેમ રાખવોજ નહીં. હું તને કદી છોડવાની કે વીસરવાની પણ નથી.

મંજુઘોષા—બા ! એ તો બધી ડાહી, ડાહી, વાતો આવડે ! પરણ્યા પછીનો રંગ જુદોજ થાય છે ? સ્વામીના સુખમાં પડશો એટલે સખીઓનું સુખ ભુલી જવાનાં ?

## ગીતી.

કાલે વરીશ નૃપ બાળા, પતી સંગમાં વિનોદ તું કરશે;
નહીં નહીં સખીઓ તારી, પ્રેમ ઘેલડી તને ન સાંભરશે?

ઉપર મુજબ મંજુઘોષાના મુખથી નીકળતી ગીતી સાંભળી સંયોગતા બોલી એમકે ? કહી જરા રીસાઇ.

આ વખતે સંયોગતાના હૃદયમાંથી ધારેલી વાત કાઢી લેવા મંજુઘોષા બોલી, બા ! બા ! રીસાય છે શા સારૂ ? ચાલ! ચાલ! હું તો તારી મશ્કરી કરૂં છું કહે તો ખરી ? કયો રાજવી તારા હૃદયમાં વાસ કરી રહ્યો છે ?

સંયોગતા—(શરમ છોડી) દીલ્લીનો પ્રતાપી રાજા પ્રથુ !

મંજુઘોષા—અરર ! ! સંયોગતા ! આ શું બોલી ? બહેન ! બોલી કે તું તો બકી ? કાકાને મારનાર અને પીતાશ્રીનો કટ્ટો વેરી પ્રથીરાજ ! તેની સાથે તે તારાથી પરણાય ? આ વાત મહારાજા જાણશે તો કદી તને તો કાંઈ નહીં કરે પણ અમો સઘળીને તો જાનથીજ મારી નાખશે. સખીઓનું કાશળ કાઢવા ઠીક વિચાર ધાર્યો ? તારી સખીઓ થઇ રાજસુખની આશામાં રહ્યાં તેનું ફળ આવુંજ દેહાંત શીક્ષાનું અપાવજે ?

સંયોગતા—સખી ! મંજુઘોષા ! બાપા સ્વયંવર કરી મને ઈચ્છાવર વરવા આજ્ઞા જાહેર કરે છે તો પછી શત્રુ મીત્રની ભાવના પીતાના હૃદયમાં કયાં રહી ? સ્વયંવરનો અરથ શું ? હું મને ગમશે

તેને વરમાળ આરોપીશ. એમાં પીતાશ્રીને આડે આવવાનું કારણ ક્યાં રહ્યું ?

સંયોગતાનાં આવાં વચનો સાંભળી મંજુઘોષાના મતને પુષ્ટી આપવા બીજી સખીઓ બોલી ! બાઇ ! આટલા બધા રૂડા રૂપાળા રાજા અને રાજકુમારો કનોજમાં આવ્યા છે. તેમાં કોઇ પણ આપને ગમ્યો કે ? તમો સ્વયંવરના બારણામાં છડી ઝાલી ઉભેલો છડીદાર કહેવાતો પ્રથીરાજને પસંદ કર્યો ? તમારે માટે તો રાજમાતાએ કેહરકંઠીરને પસંદ કર્યો છે તમારા પીતાએ પણ તેજ અનુમોદન આપ્યું છે. તમને રીસ ચડે તો ભલે ! અમે પણ તમારે માટે કેહરકંઠીરનેજ પસંદ કર્યો છે.

સંયોગતા—સખીઓ ! તમે સઘળી ગાંડી બની છો ? કેહરકંઠીર ત્યાગી છે તો એ ત્યાગીને સંસારી કરવા હું ઇચ્છતી નથી.

મંજુઘોષા—સંયોગતા ! અમો સખીઓ, ગાંડીઓ નથી પણ તુંજ ગાંડી થઈ ગઇ છું કે સખીઓનુ માનતી નથી. શું આ સઘળી સખીઓ તારી દુશ્મન હશે ? કે કોઇની સલાહજ ગણકારતી નથી. ? ભુંડી ! જરા ડાહી થા ! પ્રથુનો વિચાર તારા મનમાંથી કાઢી નાખ ! કેહરકંઠીર, જુવાન છે રૂપાળા છે ! રાજ્યના ધણી છે ચતુર, અને વિદ્વાન છે ટુંકામાં સર્વ વાતે કેહરકંઠીરજ તારે માટે લાયક છે બાકીના વિચાર તો વૃથા છે.

સંયોગતા—સખીઓ ! ! સઘળા રાજાઓ સારા છે ! પરંતુ મંજુઘોષા ! ! તું નથી જાણતી કે ?

ગંગા યમુનાં સરસ્વતી, સાત સીંધુ ભરપુર;
તુલસી ચાતુક કેમ તે, બીન સ્વાંતી સબ ધુળ.

સંયોગતાનાં આવાં વચન સાભળતાં અત્યાર સુધી કર્ણાટકી બોલ્યા ચાલ્યા વીના બેશી રહી હતી તેણે સંયોગતાના વચનને ટેકો આપ્યો એટલે મંજુઘોષા આદી સઘળી દાસીઓ બોલ્યા ચાલ્યા વીના બંધ રહી અને સંયોગતાએ મંજુઘોષાને પોતાના સઘળા વિચાર સમજાવ્યા અને પ્રથીરાજને પરણવાનો પોતાનો ખરો નીશ્ચય જણાવ્યો જેથી સઘળી સખી નીરાશ થઇ ત્યાંથી ઉઠી નાકળી એટલે સંયોગતા કર્ણાટકીને લઈ પોતાના સયનગ્રહમાં જઇ.

મંજુઘોષાએ જઈ રાજ્ય માતાને કહ્યું કે પ્રથીરાજને પરણવા-નોજ સંયોગતાએ દ્રઢ નિશ્ચય કર્યો છે. આ સાંભળી સંયોગતાનાં માત પીતા ઘણુંજ ઉદાસ થયાં. મહારાજા જયચંદને હદથી ઉપરાંત ખોટું લાગ્યું. કુંવરીની હઠ માટે રાણી પણ દીલગીર થયાં.

સવાર પડતાં જયચંદ ઉઠયો અને ચંદના ઉતારે કોટવાળને છુપા જાસુસ મોકલી તપાસ કરવા વરધી આપેલી જેથી એકાંતમાં રાવળ કોટવાળને બોલાવી પુછયું કે શું તપાસ કરી ? રાવણ કોટ-વાળે સરવ હકીકત જણાવી કે ચંદ બારોટનો સેવક થઈ સભામાં આવેલો ચંબુ ઉપાડનારો માણસ પ્રથીરાજ પોતેજ છે જેથી વધારે તપાસ કરવા મેં બારોટના તંબુપર મેમાનગતી કરવા જે માણસો મોક-લ્યા તે માણસો તંબુમાં પેઠાં તે વખત ચંબુ ઉપાડનાર ઢોલીયા ઉપર બેઠો હતો અને ચંદ બીજા સામંતો સાથે નીચે જાજમપર બેઠો હતો આ ઉપરથી માણસોની ખાતરી થઈ કે ચંદ સાથે આવેલો માણસ ચંદનો ચાકર નથી પણ તેનો માલેક છે. અને તેજ પ્રથીરાજ છે આથી વીશેષ ખાતરી શું કરવી?

જયચંદે જાણ્યું કે પ્રથીરાજને માર્યા શિવાય સંયોગતાનો વિચાર ફરવાનો નથી પ્રથીરાજના મરવાથી દીકરીના વિચાર બરબાદ જશે.

હવે સ્વયંવરના દીવસ આડી એકજ રાત્રી હતી તેથી સુમતી પ્રધાનને બોલાવી આજ્ઞા આપી કે મોટું સૈન્ય તેયાર કરી તે લશ્કર વડે રાવણ કોટવાળને ચંદનો તંબુ ઘેરી લેવા આજ્ઞા આપી. જય-ચંદના લશ્કરે ચંદના તંબુને ઘેરો ઘાલ્યો.

આ વખતે ચહુવાણો કાંઈ બેગાફલ નહોતા. તેઓતો જાગ્રતજ હતા. અને કેશરીયાં કરીનેજ દીલ્લીથી આવ્યા હતા જેથી પ્રથીરાજ અને સામંતો હથીયાર સજી તેયારજ હતા. ઘેરો ઘાલતાં તુરત ગંગાના કીનારા પર વાજીંત્રો વાગવા લાગ્યાં. અને સ્વયંવરના દીવસેજ કનોજને પાદર લડાઇ જાગી. ભુખ્યા વાઘની માફક ચહુવાણો પોતા-ના સામંત લંગરીરાયના અધીપતીપણા નીચે રાવણ કોટવાળ ઉપર તુટી પડયા. અને ગર્વમાં તુંડ મીજાજી બનેલા કનોજીયાની કતલ ચલાવવા માંડી. લંગરીરાય પોતાના પીતાને લાગેલું લાંછન ધોઇ નાંખવા સારૂ એવી બાહાદુરીથી લડયો કે રાવણ જાદવ કોટવાળ

લંગરીરાયના હલ્લા સામે ટકી શકયો નહિ. કનોજનું ત્રણલાખ માણુસ ગાડરના ટોળા માફક વીખરાઈ ગયું લંગરીરાયે બુદ્ધી વાપરી આવેલ રાજાઓ અને કનોજના કીલ્લાની આસપાસ ચહુવાણોનો ઘેરો નાંખી દીધો. અને કન્હ ચહુવાણ આવેલા રાજાઓને ફોડવા માટે યત્ન કરવા લાગ્યો.

રાવણ કોટવાળની હાર થયાના સમાચાર સાંભળી જયચંદ ઘણો દીલગીર થયો, અને પોતે જાતે યુધ્ધે ચડવા તૈયાર થયો.



## પ્રકરણ ૧૧ મું.

### પ્રથીરાજનું સંયોગતાના મહેલમાં દાખલ થવું.



કનોજ અને દીલ્લીના માણસો જ્યારે લડાઈના મેદાનમાં ઉતર્યાં હતાં, અને ભયંકર લડાઈ જમાવી રહ્યાં હતાં. ત્યારે ચંખુ ઉપાડનાર જુવાન પ્રથીરાજ મહારાજ હવે ઉઘાડો પડયો અને પોતાના રાજશી દરેશમાં એકલો ઘોડે ચડી કનોજનો કીલ્લો જોવા સામંતોના રજા લઈ નીકળી પડયો.

હમતો જોગી પ્રેમકે, પ્રેમ હમારો દેશ;
સુધ ન પાઇ પીયુકી, તબ લીનો એ વેષ.

એ મુજબ પ્રથીરાજ એકલો સાંજના સમયે કનોજનો કીલ્લો જોવા એકલો હથીઆર બંધ ઘોડેસ્વાર થઈ ગંગાના કીનારા તરફ નીકળી પડયો. અને કીલ્લાનું નીરીક્ષણ કરતો કરતો ગંગા તરફ ઘોડો ધીરે ધીરે ચલાવવા લાગ્યો. ઘોડો હરીઅલ રંગનો કાનની અણીદાર ટીસીઓ વાળો શુશોભીત હતો. કાંધની કેસવાળીના દરેક વાળમાં સાચાં મોતી પરોવ્યાં હતાં. પુંછડાના વાળમાં પણ મોતીજ હતાં. ઘોડો ગંગાના જળ કાંઠે આવી ઉભો રહ્યો. એટલે પ્રથીરાજે લગામ મુકી દીધી કે તે પાણી પીવા લાગ્યો.

પ્રથીરાજની નજર શહેર ભણી થતાં ગંગાના કાંઠાપર એક ભવ્ય મહેલાત ભાળી આ મહેલાતમાં સંયોગતા રહેતી હતી. અને તે બારીમાં બેશી આ વખતે આ ઘોડેશ્વારને પ્રેમ ભરી આંખથી નીહાળતી હતી. ફકત સંયોગતા પાસે કર્ણાટકીજ બેઠી હતી. કર્ણાટકીએ ઘોડેશ્વારને જોઈ સંયોગતાને કહ્યું સંયોગતા !! આ ઘોડેશ્વાર કોણ ? જો તો ખરી ? એ દીલ્લી મહારાજા પ્રથીરાજ પોતેજ છે ? જેનું તું ભજન સ્મરણ કરે છે તેજ પુરૂષ આ પ્રથીરાજ મહારાજ !! અરે ।! સંયોગતા ! જે જોધ્ધાના હાથથી એક બાણે કયમાસ પ્રધાન મરાયો, અને હું જીવ લઇ નાસી છુટી.

તેંજ જોધ્ધો આ પોતેજ પ્રથીરાજ પોતાના ઘોડાને નીડરપણે તારા બાપના શહેરમાં આવી એકલો પાણી પાય છે. બોલ એનું બળ પરાક્રમ કેટલું હશે ? સંયોગતા ! આ વખત તને ફરી મળવાનો નથી પછી મને કહીશ કે ભુલી ગઈ ! તો પછી મારો કશો ઉપાય નથી.

જેના નામપર બહાવરી બનેલી જેનાં પરાક્રમ સાંભળી હર્ષઘેલી થયેલી અન્ય પતીને વરવા માતપીતાયે આપેલી સલાહનો અનાદર કરી પ્રથીરાજને વરવાની રઢમાં રાત્રી દિવસ તદાકાર તલ્લીન બની રહેલી જયચંદ રાઠોડની રાજકુંવરી સંયોગતાને કર્ણાટકીયે પ્રથીરાજનાં પ્રત્યક્ષ દર્શન કરાવવાથી એકદમ આભી બની ગઇ જે પ્રથીરાજનુ રાત્રી દીવસ રટણુ કરતી હતી તેને સાનીધ્ય જોઈ પરમ આનંદ પામી.

બહેન ! કર્ણાટકી ! ! જેનો તેં, મને મોહ લગાડયો છે તે જ આ પ્રથીરાજ ! હવે મને જલદી મેળવ.

વાહરે ! વાહ ! પ્રાણનાથ ! પ્રથીરાજ ! અરધાંગના થનારીના સામું પણ જોતા નથી. ચકોરી ચંદ્રને નીહાળે તેની પાછળ ઝુરે છતાં ચંદ્રને કોઈનિ નહીં તેવું શું કરો છો ? આ ચકોરી તેવી નથી. દ્રષ્ટીથી ખસશો તો તુરત ગંગામાંજ ઝપલાશે માટે જરા દયાની દ્રષ્ટી તો કરો.

સંયોગતા બાહાવરી હર્ષઘેલી બનેલી જોઈ કર્ણાટકીએ કહ્યું નવરંગી ને નવોઢા નીહાળ ! બાહાવરી ના બન. ઉપાય કર ચાલ્યા જશે તો ટળવળતી રહીશ. એન ! ! હું શું ઉપાય કરૂં. તને યોગ્ય લાગે તેમ કર.

પ્રથીરાજ ઘોડાને પાણી પાતા હતા દરમીયાન ઘોડાની કેશવાળીમાંથી એ ચાર મોતી તુટી પાણીમાં પડવાથી ગંગાના જળનાં માછલાં મોતી લેવા જળક્રીડા કરવા લાગ્યાં. તે પર પ્રથીરાજની દ્રષ્ટી પડતાં મચ્છની ગમ્મતમાં તેનું મન પડતાં કેસવાળીમાંથી મોતી તોડી તોડી પ્રથીરાજ જળમાં નાખવા લાગ્યો માંછલીયો ઠેકી ઠેકી મોતી લેવા લાગી તેમ તેમ પ્રથીરાજને મન ક્રીડામાં આનંદ પડતાં કેસવાળીના સઘળાં મોતી એક પછી એક ગંગાના જળમાં નાંખી દીધાં પછી પોતાના ગળા પર હાર હતો તેને તોડી એક એક

મોતી જળમાં નાખવા માંડયું. ડોકનાં મોતી ખુટી જવાથી ઘોડાના પુંછડાપરના મોતી પાછળ હાથ નાંખી તોડવા લાગ્યો અને જળમાં નાખવા માંડયાં.

આવી રીતે પ્રથીરાજ મચ્છની લીલામાં લીન થયેલો છે. તે વખતે સંયોગતા પ્રથીરાજના ચહેરાપર પોતાની સ્થીર આંખથી દ્રષ્ટી ટ્રાટક લગાવી એક નજરે લીન થઈ જોતી હતી. કર્ણાટકીએ પ્રથીરાજનાં દર્શન કરાવ્યાં તેથી તેનો મહાન આભાર માનવા લાગી અને પોતાની ડોકમા પહેરેલો કીમતી હાર કર્ણાટકીને પહેરવા દીધો. કર્ણાટકી ! શી રીતે આ નરવરને મળવું? આંહીથી ઉછળી તેના ખોળામાં પડું ? અત્યારે પાંખો નથી કે ઉડી પ્રાણવલભ પ્રથીરાજને ભેટું! એતો હમણાંજ આવ્યા એવા ચાલ્યા જશે અને હું તો આ કેદખાનામાં પડી રહીશ. કર્ણાટકીએ ધીરજ આપી ગભરા માં ! હુ પ્રથીરાજને હમણાં અહીં બોલાવું છું આ આપણો એકાંત મહેલ છે આ મહેલની બારીથી અંદર બોલાવું છું એવી ધીરજ આપી. એક દાસીને મોતીનો થાળ ભરી પ્રથીરાજ પાસે મોકલી સંયોગતા વિચારમાં પડી કે પ્રાણનાથ આવશે તો હુ તેમની આગળ શું બોલીશ! મેં બોલાવ્યા તે બદલ દુશમનની દીકરી ધારી ઠપકો આપશે તો હું શું જવાબ આપીશ અને એ નીર્લજ તો નહી કહે ? પરણ્યા પહેલાં પ્રાણનાથને મળવાથી લોકો મારી મશ્કરી તો નહીં કરે ? મને એ કેવી ધારશે ? કનોજની કુંવરીને આવું સાહસ શોભે ?

એક તરફ યુદ્ધ ચાલે છે. બીજી તરફ હું આવું અઘટીત કામ કરૂં આમ વિચાર કરતી મનમાં ડરતી લજ્જાથી સંકોચાતી સંયોગતા કર્ણાટકી સામું જોતી પ્રથીરાજ દેખાય તેવી રીતે એક સુંદર આસન પર જઈ બેઠી. કર્ણાટકીએ કહ્યું બહેન ગભરાઈશમાં! મુંઝાઈશમાં! હું સઘળું સમજુ છું. જરા ધીરાં રહો. આ સમયનો રંગ એક પ્રહર પછી કેવા રૂપમાં આવે છે, શું ફેરફાર થાય છે. તે બેઠાં બેઠાં જોયા કરો હજી તો તમને કાંઈ નથી થયું. જ્યારે એ રાજવી તમારા મહેલમાં પ્રવેશ કરી તમારા સામે આવી ઉભા રહેશે. ત્યારે તમારા પગ લજ્જાને લીધે ધરૂજશે. તમે ભીરૂ બનશો રોમાંચ ઉભાં થશે. બાહાવરાં બનશો ભાનરહીત રહેશો તે સમયનો રંગ ઓર છે તમે તો હજી પહેલ વહેલાંજ પ્રેમ પાસમાં પકડાવાનાં છો પણ જે પ્રેમ પાસમાં પકડાયેલાં છે. તેજ તેના રસને જાણે છે. પતી સાથેની પહેલી

મુલાકાતનો સમય સર્વત્ર, રમણીય, અને મન મુંઝાવનારો છે માટે તમે કાંઇ બોલશોમાં મને ઘટીત લાગશે તેમ હું કરીશ અને બોલીશ.

દાશી, કર્ણાટકીયે કહેલ સંકેત મુજબ મોતીનો થાળ ભરી પ્રથીરાજ ન જાણે તેમ ઘોડાની પાછળ પુંછડા આગળ થાળ ધરી ઉભી રહી. રાજા પુંછડાનાં મોતી થઈ રહેતાં પાછલે હાથે મોતી લઈ જળમાં નાખી મંચ્છને ઠેકતાં જોઈ આનંદ પામતો રમતમાં લીન થયો અને દાસીયે ધરેલ થાળનાં મોતી પુંછડાનાં મોતી ગણી જળમાં ફેંકવા લાગ્યો આખો થાળ ખાલી થઈ ગયો છેવટ ખાલી થાળમાં પ્રથીરાજનો હાથ પડતાં થાળ ખખડયો અને પાછું વાળી જુવે છે તો એક નવ યૌવન બાળાને થાળ વાળી જોઈ ! બાળાને જોતાંજ પ્રથીરાજ બોલ્યો અરે! તું કોણ છે ? શું ! કનોજની વંત્રી છે કે જંત્રી છે, કે જયચંદની કુળ દેવી છે ? કે કોણ છે. શા માટે અહીં ઉભી છુ? હું પ્રથીરાજ ત્રણ લોકમાં કોઇથી ડરતો નથી.

દાશી બોલી માનવંતા મનના માન્યા માહારાજા! જરા શાન્ત થાઓ ! હું વંત્રી જંત્રી કુળ દેવી કે પીશાચની નથી હુંતો જયચંદની કુંવરી સંયોગતાની દાશી છું તમે શમશેર શા માટે કાઢો છો ? તમારી શમશેર અબળાના ભક્ષણ માટે નથી પણ અબળાના રક્ષણ માટેજ છે. પ્રથીરાજે તે વાકય સાંભળી પોતાનું મુખ જરા મલકાવ્યું. દાશી મને કાંઈ ફસાવા આવી છું કે જેમાં તારા રાજા જયચંદનું કલ્યાણ થાય.

માહારાજ! ફસાવા તો આવી છું ! પણ રાજાના કલ્યાણ માટે નહીં પરંતુ મારી બાઈ સંયોગતાના કલ્યાણ માટે ફસાવા આવી છું ! કેમ હવે ફસાશો ખરાકે ? મેં સાંભળ્યું છે કે આપ શ્રૃંગાર રસના શોખીન મહારાજ છો અને તે રસમાં ઘણે ઠેકાણે ફસાયા છો ? તો પછી અહીં પણ ફસાવ ! માટે પધારો અમારી બાઈના પ્રાણાધાર!! અને ચીતડાના ચોર!! ચાલો પધારો! મનના મોર ! મનાઓ!! સંયોગતાના સ્વામી સીધાવો. સીધાવ્યા વીના છૂટકો નથી આ અમારાં બાઇ સામે ઝરૂખે તમને નીહાળવા ઘણા સમયથી બેઠાં છે મોહનગારા !! તમારી મનહર મુર્તી !! રાજબાળાઓનાંજ મન હરણ કરે છે. આવા આપ જાદુગારા છો ? તમારા જાદુ બાજે કરી અમારી બાઇને બાહાવરી બનાવી દીધી છે અને તેની સુધ સાન હરી લીધી છે. હવે ઠગારા ! જાદુગરા ! માહારાજા

ક્યાં જશો ? ચાલો મોહ પાસમાં તમો પણ ફસાઓ ? છૂટકો નથી.

સંયોગતાનું નામ સાંભળતાં અને દાશીના મધુરા વચન સાંભળતાં મોહ ઘેલો મહારાજા પ્રથીરાજ બારીમાં બેઠેલી મૃગનયની સંયોગતાને જોતાંજ દુશમનનો ડર રાખ્યા શિવાય તેનાજ દરબારમાં દાશી સાથે જવા ઘોડાની લગામ હાથમાં લીધી.

સંયોગતાની ઝરૂખે બેઠેલી છબી જોઈ ઘેલો બની ગયેલ પ્રથીરાજ ! દાશીની પાછળ પાછળ ધીમે ધીમે ઘોડો નચાવતો ચાલ્યો અને હૃદયમાં અનેક તરેહના વિચારો કરવા લાગ્યો ઘડીમાં અરે ! હું કોણ ? કયાં જાઉંછું. હું જયચંદનો કટ્ટો વેરી એક દાશીના વચન પર ભરોસો રાખી દુશમનના દરબારમાંજ હાલી ચાલીને જાઉંછું, કાંઈ દગો તો નહીં હોય ? મારો પ્રાણ બચાવવા મારા શુરવીર યોદ્ધાઓ કનોજને પાદર દારૂણ યુદ્ધ મચાવી રહ્યા છે ત્યારે હું કેવો મુરખ કે દુશમનના ઘરમાં જવા હિંમત કરૂંછું! જેવો જનાનામાં ગયો તેવોજ મને કબજે કરશે તો મારા શુરવીરો શું કરશે ? કયાં શોધશે?

ઓહો ! ! વીષય વાંછનામાં લીન થઈ હું પ્રથીરાજ ! ! કામની તૃપ્તી માટે સંયોગતા પાસે જાઉંછું. અને વળી ગુપ્ત રીતે જાઉં એ કેટલુંક અઘટીત ગણાય એમ ધારી આગળ ચાલતો ઘોડો અટકાવ્યો.

ઘોડો અટકાયેલો જોઈ દાસી બોલી કેમ બાણાવળી મહારાજા ! ઘોડો અટકાવો છો ? પધારો ! ! જે અભીલાષાથી આપ પધારો છો તે અભીલાષા ત્યાં તમારી પુર્ણ થશે આવવામાં કોઈ જાતની શંકા ધરવી નહીં. અમારી બાઈ તમારા નામનીજ માળા જપે છે તમનેજ ખરા શુરવીર રાજા ગણે છે, તે શું તમે નથી જાણતા ? આ સ્વયંવરમાં આવેલા રાજાઓનો તેમણે અનાદર કર્યો છે જો કે જયચંદ માહારાજના આપ કટ્ટા દુશમન હશો. પણ અમારાં બાઈના તો આપ પ્રાણાધાર છો! મારો બાઈ દગો ફટકો કરનાર નથી તેણે તો પોતાનું તન મન, ધન, સરવસ આપને અર્પણ કરી દીધું છે આપ શુરવીર છો ? કયાં કોઈથી ડરો તેમ છો ? હું ખાતરીથી કહુંછું કે દગો નથી દગો હોય તો આ તમારાં હથીઆરો શું કામનાં છે? તમારી શુરવીર ભુજાએ કંઈના પ્રાણ લીધા તો પછી જયચંદ મહારાજ તમારી આગળ કઈ ગણત્રીમાં છે! કૃષ્ણે રૂખમણીનું, અર્જુને સુભદ્રાનું

હરણ દુશમનના ઘરમાં જઇનેજ કર્યું છે તો પછી જયચંદના દરબારમાં જઈ તેની પુત્રીનું હરણ કરવામાં તમને લાંછન લાગવાનું નથી એથી તો તમારા રજપુત ધર્મની કીર્તી વધશે.

દાશીનાં દગા રહીત હિંમત ભર્યા વચનો સાંભળી જેનું મન સંયોગતાની સમીપ જવા આતુર થઈ રહ્યું હતું તે પ્રથીરાજ ઘોડાને ઉતાવળે ચલાવવા લાગ્યો દાશીયે બારીથી રાજાને અંદર દાખલ કર્યો.

આ બાજુ પ્રથીરાજને તેડવા મોકલ્યા પછી સંયોગતા એકીદમ ગભરાઈ ગઈ અને સીથળ થઇ બોલ્યા ચાલ્યા વગર સીંહાસન પર જઇને બેઠી પતીના અથવા પુરૂષના સમાગમનો સંયોગતાને આ પહેલોજ પ્રસંગ હતો જેથી કર્ણાટકી તેને સુબોધ આપતી હતી તેવામાં દાસી પ્રથીરાજને લઇ ગુપ્ત પણે સયોગતાના મહેલમાં આવી- આગળ દાશી પાછળ પ્રથીરાજ.

પ્રથીરાજનાં જેવાં દર્શન થયાં કે તુરત, કામશાસ્ત્રની અજ્ઞાત રહેલી રાજબાળા સીંહાસન ઉપરથી ઉભી થઇ ગઈ. અને જીભાનથી નહીં પણ નેત્રથી આવકાર આપી, તુરત સરમાઈ નીચું જોઇ, પ્રથીરાજ સામે ઉભી રહી.

મુગ્ધાને સરમાયેલી જોઇ, પ્રથીરાજ બોલ્યો. દેવી ! ! હવે તમે તમારા આસનપર બેસો શાથી કે બહુવારથી ઉભાં છો માટે થાકી જશો! આ પ્રમાણે પ્રથીરાજનું વાકય મુખમાંથી નીકળતાં પાસે ઉભેલી કર્ણાટકીએ વાત ઉપાડી લીધી અને કહ્યું કે માહારાજા ! ! એમની જંખના આપના ઉપર અવધી છે રાત્રી દીવસ આપનુંજ રટણ કરી રહ્યાં છે સખીઓમાં પણ આપની વાતનોજ વીનોદ ચલાવી રહ્યાં છે. પીતાના સ્નેહનો ત્યાગ કરી આપની સાથે સ્નેહ જોડવા પ્રભુ પ્રાર્થના કરી રહ્યાં હતા. આજે ઇશ્વરે અણધાર્યો તે સમય મેળવી આપ્યો. બાઈ પતી દર્શનનો આ પહેલોજ લ્હાવ લે છે. માટે જરા સરમાઇ ગયાં છે ! આપનો વીવેક શી રીતે કરવો તે સબંધી મને પ્રથમ થીજ કામ સોંપેલું છે હું ટુંકામાં આપને એટલુંજ જણાવીશ કે કામદેવે આપના વીયોગથી બાઇના શરીરને બાળી ભસ્મ કરી નાંખ્યું છે હવે આજે તેને સ્નેહ રૂપી અમૃત છાંટી સતેજ કરો માહારાજા ! ! હવે આપ આ સીંહાસન ઉપર બીરાજો અને સખી, સંયોગતા, તું પણ તેમને પડખે જઈ બેસ હવે ઉભા રહેવાના વીવેકની જરૂર નથી માટે

જેવો સમય તેવી રીતે વર્તી જાઓ ! માહારાજા તમે સંયોગતાને લઈ અંદર બીરાજો અમારી બાઈના મનને મનાવો અમે તો ઘણીએ વાર બાઇને સમજાવ્યાં છે. હાલનું વીયોગી દુઃખતો તમારાથીજ ટળે તેમ છે.

માહારાજા ! ! હું કોણછું ? તે કદી આપ જાણી શકયા હશો માટે હાલમાં જણાવતી નથી પણ આપના રક્ષણના માટેજ આ શરીર આપની મન કામના પુર્ણ કરવા અહીં દાસી રૂપે હાજર થઈ રહ્યું છે એમ કહી કર્ણાટકી ત્યાંથી ખસી ગઇ.

સરમાયેલી સંયોગતા લજ્જાસ્પદમાં, ત્રાંસી નજરે કર્ણાટકીને જોઈ રહી. કર્ણાટકી અને બીજીદાસીઓના જવા પછી જુજ વખત પ્રથીરાજ અને સંયોગતા અરસપરસ ટગર, ટગર, જોઈ રહ્યાં અને બંને વિચારમાં પડી ગયાં માહારાજ સાથે શું બોલવું તે સંયોગતાને સુઝયું નહીં આખર પ્રથીરાજજ પોતે સંયોગતા પાસે જઇને ઉભો રહ્યો અને સંયોગતાની શરમ મટાડવા સારૂ, અને તેને બોલાવવા સારૂ બોલ્યો, દેવી ! ! મને અહીં કોણે બોલાવ્યો છે?

હિંમત આવવાથી જરા શરમને છોડી, સંયોગતા નીચી નજરે ધીરેથી બોલી પોતાના મનથી જે માણસ તમારા ઉપર હક ધરાવતું હશે તેણેજ તમને બોલાવ્યા હશે ?

પ્રથીરાજ—દુશ્મનના ઘરમાં મારા ઉપર હક ધરાવનાર કોઇ માણસ હોય એમ કાંઈ સંભવે કે ?

સંયોગતા—પ્રેમને કાંઈ એવી ભીન્ના ભીનતા જોવા જરૂર નથી.

પ્રથીરાજ—ત્યારે એ પ્રેમ હજી કેમ મારો સત્કાર નહીં કરતાં અનાદર કરે છે ?

સંયોગતા—એ પ્રેમને હજી કાંઈ વીધીની જરૂર છે. આપને અને મને ઘટે તેમ હજી કાંઈ થતું નથી હું કામથી અને પ્રેમથી જીતાયેલીછું હાલ પરાધીનછું અને અશરણછું ! ! આવાં વચન સંયોગતાના મુખનાં સાંભળી પ્રથીરાજના હૃદયમાં પ્રેમનો ઉભરો, ભરાઈ આવ્યો. અને વધારે નજીક જઈ લાંબો હાથ કરી, બોલ્યો ? પ્રીયા ! ! ચહુવાણનો હાથ, હમેશાં, અશરણને શરણજ આપનાર છે એમ કહી સંયોગતાનો હાથ પકડયો.

પ્રથીરાજે પોતાનો હાથ પકડેલો જોઇ, કામના આવેશમાં શરીરે ધ્રુજાવતી જયચંદ મહારાજાની એકની એક લાડવાઈ પુત્રી, અને લાડકડી બેટી, જે હમેશાં સ્વપ્નામાં પ્રથીરાજનાં દર્શન કરી મનને રાજી રાખતી હતી તે આજે પ્રત્યક્ષ પોતાની ભુજા પકડી રહેલ પ્રથીરાજને સાનીધ્ય જોઈ હૃદય અને રગે રગે પ્રેમરસ ભરાઈ ગયો અને પછી બંને જણાં એકાંત ભુવનમાં સીંહાસન ઉપર જઈ બેઠાં! પ્રેમાધીન જોડું એક બીજા સામું ઝાઝીવાર ધીરજ ધારી રહ્યું નહીં છેવટે પ્રથીરાજ ધીરજને છોડી સંયોગતાને સ્નેહ ચુંબન દેવા જાય છે તેવામાં ચતુર સંયોગતા શરમને છોડી બોલી પ્રાણનાથ!! લગ્નની ક્રીયા કર્યા વગર આ શું? પ્રથીરાજ ધીરેથી બોલ્યો, પ્રીયા!! એજ ગાંધર્વ વિવાહના લગ્નની ક્રીયા છે! તમો શું નથી જાણતાં કે? દુષ્યંત રાજાએ સંકુતલાને, લતાની કુંજમાં આ મુખ ચુંબનની ક્રીયાજ કરી હતી. ત્યાં કોણ લગ્ન ક્રીયા કરાવવા હાજર હતું? માટે આંહી ગાંધર્વ લગ્નજ અંગીકાર કરો? સંયોગતા મૌન્ય રહી.

સ્વયંવર, સ્વયંવરના ઠેકાણેજ રહ્યો પુષ્પમાળાને બદલે કરમાળ, એક બીજાના કંઠમાં આરોપાઇ. અને સંયોગતાના હૃદયમાં અભેદ પ્રેમે તમામ જગ્યા પુરી દીધી.

ગાંધર્વ લગ્ન થતાં સંયોગતા ઘણીજ રાજી થઇ. એટલામાં દીવાબતી થતાં પ્રથીરાજને તે સ્થળમાં મુકી સંયોગતા ભોજનશાળામાં આવી ભોજનની તયારી કરાવવા લાગી જ્યાં કર્ણાટકીએ તેને ધન્યવાદ આપી હાસ્ય કર્યું. કેમ બેન! હવે મને કાંઇ ઠપકો દેવો છે? સંયોગતા સરમાઈ ગઈ! દાશીએ ભોજન પીરશી રાખ્યું હતું ત્યાં પ્રથીરાજને જમવા બોલાવ્યા. વરકન્યા સાથે બેશીને જમ્યાં એટલે કર્ણાટકીના કહેવાથી મુખ્ય દાસીએ પ્રથીરાજને કંકુનો ચાંદલો કરી ચોખા ચોડી શુભ સુચક ચીન્હ તરીકે હાથમાં શ્રીફળ આપ્યું. સંયોગતાને પણ તે પ્રમાણે કપાળમાં કંકુની આડ કરી બેઉને હાથે મીંઢળ બાંધ્યાં કર્ણાટકીએ સંયોગતાની ચુંદડીનો પાલવ, પ્રથીરાજના સેલા સાથે બાંધ્યો અને બીજી સખીઓએ ગુપ્ત ગાંધર્વ લગ્નની ક્રીયા કરી આ વખતે સંયોગતાના મહેલમાં આનંદ છવાઇ રહ્યો હતો.

હવે બીજી બાજુ નીરીક્ષણ કરીએ. જે વખતે પ્રથીરાજ સંજનો કનોજના કીલ્લાનું નીરીક્ષણ કરવા એકલે ઘોડે નીકળ્યો તે

વખતે પ્રથીરાજના લશ્કરે રાવણુ કોટવાળ સામે કનોજના પાદર દારૂણુ યુદ્ધ જમાવ્યું હતું. વાંચનાર જાણે છે કે પ્રથીરાજ તંબુમાંથી નીકળી નદી કીનારે હવા ખાવા અને કીલ્લાની રચના નીહાળવા ઘોડેસ્વાર થઈ ઘુમતો હતો અને આગળ ચાલતાં ચાલતાં કીલ્લાના નજીક ગંગાના જળમાં મચ્છ લીલા જોવામાં લીન થયો ત્યાંથી સંયોગતાની દ્રષ્ટીએ પડતાં આ પ્રેમપ્રસંગમાં આવી પડયો જે હકીકત વાંચક વર્ગ જાણી શકયા છે.

અગ્યાત મુગ્ધા સંયોગતાના ગાંધર્વ લગ્નમાં લીન થયેલ પ્રથી-રાજ જમી રહ્યા બાદ પ્રેમ રંગમાંથી ચમકયો ! ! અને હું કેવો મદાંધ ! મારા લશ્કરનું શું થયું હશે ! તે વિચારમાં ત્યાંથી એક-દમ ઉઠયો.



# પ્રકરણ ૧૨ મું.

## સંયોગતાનાં પ્રથીરાજ સાથે ગાંધર્વ લગ્ન.



પ્રેમરસમાં ઘેલો થયેલો પ્રથીરાજ, સંયોગતાના રાજ મહેલમાં સંયોગતા સાથે ગાંધર્વ લગ્ન કરી પરણ્યો અને આનંદ રસની લુંટ કરતો હતો તેવામાં તેને પોતાના સાથીઓનું ભાન આવ્યું જેથી એકીદમ ત્યાંથી રજા લઈ તંબુપર જવાની તૈયારી કરવા લાગ્યો.

પ્રથીરાજ સંયોગતાના મહેલમાં દાખલ થયો, તે વખતે ચહુવાણો દારૂણ યુધ્ધમાં મચ્યા હતા જેમાં જયચંદના કોટવાળ રાવણ સામે લંગરીરાયે પોતાનો વીજય કર્યો. રાવણને પાછો હઠાવ્યો. તે કનોજના કીલ્લામાં ભરાઇ ગયો ચહુવાણો જીત કરી પોતાના તંબુમાં આવ્યા ત્યાં પોતાના રાજા પ્રથીરાજને દીઠો નહીં જેથી સરદારો પ્રથીરાજ સબંધી અનેક તરેહના વિચારો કરવા લાગ્યા.

એટલે કન્હ ચહુવાણ બોલ્યો વીર સરદારો !! તમારે પ્રથીરાજને માટે લડવું છે કે ચહુવાણ વંશને માટે લડવું છે ? પ્રથીરાજને માટે અનીષ્ટની શંકા કરશોમાં ? આપણને પ્રથીરાજની શોધ ખોળ કરવાની બીક જરા પણ નથી તેથી ચીંતા કરવી નહીં. આપણે જે ચીંતા કરવી છે તે ફકત આપણા વીજયનીજ અને આવતી કાલના સવારના યુધ્ધની ! જેના માટે કાલ સવારનુ યુદ્ધ હું એકલો વેરી લઉં છું તમે બધા ધર્મને ખાતર મને સહાયક રહેજો.

આપણે જ્યારે કનોજ આવ્યા, અને યુદ્ધ મંડાણું તો પછી હારીને પાછા જઈશું તેમાં આપણી આબરૂ જશે હું તો જાણું છું કે કનોજની ભુમી આપણે માટેજ પોકાર કરતી હશે. માટે વીરો ! બંધુઓ !! પ્રથીરાજને માટે તેને નહીં સંભારતાં તમારા વડીલોની કીર્તીને સંભારો ?? આપણે તો દીલ્લીની ગાદીને જશ મળે તેમ કરવું.

કન્હ ચહુવાણનું ભાષણ સાંભળી સઘળા સામંતો ઘણા ખુશી થયા અને સવારમાં ભયંકર યુદ્ધ કરવાનો ઠરાવ કરી સઘળાએ પોત પોતાના બીછાના ઉપર ગયા.

આ બાજુ સવાર થતાં પ્રથીરાજ સંયોગતાના રંગમહેલમાંથી જાગ્રત થયો નીંદ્રામાં પડેલી પ્રીયા સંયોગતાને જગાડી ચુંબન કરી છાવણીપર જવાની રજા માગતાં સંયોગતાનું મોઢું ઉતરી ગયું અને પ્રથીરાજને કોટે વળગી પડી અને બોલી સ્વામીનાથ ! ! અત્યારે મારા દુરાગ્રહી પીતા ! તુમુળ યુદ્ધ કરશે ? માટે તમને જવા નહી દઉં ? પાપી પીતાને તમારી બાબત કાંઈ પણ અરેકારો નથી તમે અહીંથી જશો એટલે યુદ્ધમાં ભાગ લીધા વગર નહીંજ રહો ? માટે અત્યારે નથી જવું ? જો જવું હોયતો મને સાથે લઇ જાઓ.

પ્રથીરાજ—યુદ્ધના સમયમાં તમને સાથે લેવાં નથી માટે રાત્રીએ પાછો તમારી પાસે આવીશ અને તમે દીલ્લી આવવાની તૈયારી કરી રાખજો. અત્યારે મને ખુશીથી રજા આપો. મારા માટે મારા સામંતો અત્યારે અપાર ઉચાટ કરતા હશે. અત્યારે શોર બકોર, થઇ રહ્યો છે જેથી સમજાય છે કે યુદ્ધની તૈયારી થઇ રહી હશે ? માટે કાયરની માફક અહીં રોકાવું મને રૂચતું નથી. રાણી ! ! હવે જલદી રજા આપો ?

સંયોગતા સમજુ હતી જેથી પોતાની આંખના આંસુ લોહી નાંખ્યાં. અને રાત્રીએ વહેલા પધારવાનું કહી રજા આપી પ્રથીરાજ ઘોડા ઉપર સ્વાર થઈ જે રસ્તેથી મહેલમાં દાખલ થયો હતો. તે રસ્તેથી પાછો બહાર નીકળ્યો. રસ્તે ચાલતાં કેટલાક કનોજીયાએ પ્રથીરાજને ઓળખ્યો ! જેથી તેની પુંઠ પકડી બાણાવળી પ્રથીરાજે સમશેરથી તેની હાજરી લીધી અને પુરપાટ ઘોડો દોડાવતો સઘળા ચહુવાણો યુધ્ધની તૈયારી કરી રહ્યા હતા તેવામાં પ્રથીરાજના આવ્યાના સમાચાર તેમને મલ્યા જેથી તેઓ સઘળાનાં મન રાજી થયાં અને યુદ્ધને માટે વધારે ઉત્સાહ વધ્યો પ્રથીરાજ ચંદન તંબુ આગળ આવી ઘોડેથી નીચે ઉતર્યો અને કન્હ વગેરે સામા આવ્યા અને બોલ્યા અહો ! ! અમે તો તમારી ચીંતા કરતા હતા અને તમે તો મીંઢળદોરો બાંધીને આવ્યા ને શું ? વારૂ ! ! વહુને ક્યાં મુકી આવ્યા ! ! પ્રથીરાજે જવાબ આપ્યો

કે કન્યા તો તેને પીયર છે। અને આવતી કાલે તેડી લાવવાનું હું તેને વચન આપતો આવ્યો છું.

સામંતો—આપણે જે કન્યાનું હરણ કરવા આવ્યા છીયે તેને તમો મુકીને આવ્યા એતો ખોટું થયું ! હશે ! ખેર ! ! જે થવાનું હતું તે થયું ?

આજના યુધ્ધમાં ઇશ્વર જય મેળવે તો કાલે હવે ભુલશોમાં ? જયચંદ ન જીતાય તેની પરવા નહીં પણ આપણે તો કન્યાનું હરણ કરવા આવ્યા છીયે માટે તેને ઉઠાવી જઇએ એટલે બસ ! વીર સરદારો ! ! મેં સઘળી ગોઠવણ કરી રાખી છે ફકત બાહાદુર સરદારોની સલાહ મળવા જરૂર છે. આજે હવે એમ કરીશ અત્યારે તો યુધ્ધની તૈયારી કરો !

થોડીવારમાં યુધ્ધ શરૂ થયું કનોજના કીલ્લા ઉપરથી કીલકીલા તોપ છુટવા માંડી અને આ બાજુ કન્હચહુવાણની સરદારી તળે ચહુવાણ વંશના વીર પુરૂષો મેદાનમાં આવ્યા આખો દીવસ લડાઈ ચાલી સાંજ પડતાં લડાઈ બંધ રહી અને ચહુવાણો પોતાના તંબુપર આવ્યા ને પ્રથીરાજ પોતાના કેટલાક મીત્રને લઈ સંયોગતાના મહેલે આવ્યો.

સંયોગતા દીવસ અસ્ત થતાં પ્રથીરાજની રાહ જોઇનેજ બેઠી હતી તેવામાં પ્રથીરાજ ગુપ્તદ્વારને રસ્તે થઇને પોતાના સરદારો પૈકી નીડુરરાય, જામજાદવ, લાહોરનો સુબો ચંડપુડીર આહાન પઢીઆર સલખ પરમાર ગોવીંદરાય ગેહેલોટ અને હમીરને લઈ પ્રથીરાજ પ્રીયાને મળવા મહેલમાં દાખલ થયો એવીજ મૃગનયની પ્રથીરાજની કોટે વળગી પડી અને બોલી સ્વામીનાથ ! ! કાલ સવારે સ્વયંવરનો દીવસ છે મારો પીતા મને કાલે પેલા ત્યાગી જોડે પરણાવ્યા વીન્યા રહેવાનો નથી માટે સવારે મારે મરવું પડશે તો હવે મારો શું વિચાર ધાર્યો? પ્રીયા ! ! શા માટે મુંઝાઓ છો ? આ વિહાર ભુવનમાં આજ આપણો આ છેલોજ વિહાર છે એમ સમજજો મારા સરદારોનો મત એવો થયો છે કે તમારે અત્યારેજ મારી સાથે આવવું.

સ્વામીનાથ ! ! હું તો અત્યારેજ આવવા ખુશી છું પછી સવારે શી રીતે અહીં આવી શકીશ ?

વ્હાલી હવે પાછું અહીં આવવા કશી જરૂર નથી માટે પ્રીયા ! આ તમારા મહેલને હવે છેલ્લા રામ રામ કરી લ્યો ? અને દીલ્લી

તરફ દીલ લગાડો ચાલો મહેલ નીચે મારા સરદારો બેઠા છે ત્યાં ક્ષણુવાર હું વિરામ લઉં છું અને તમો જલદી તેયાર થઈ જાઓ ? સંયોગતા નીચે ઉતરી !

દાસીઓએ જમણુની તેયારી કરી પ્રથીરાજ અને તેના સામંતો જમવા બેઠા એટલે પ્રથીરાજે પોતાના સામંતોની ઓળખાણુ સંયોગતાને પાડી એટલે વીનયથી સંયોગતા તેમની સાથે વાત ચીત કરવા લાગી અને હમીરને સંયોગતાએ સવાલ પુછ્યો કે મારા પીતા જયચંદ સાથે લડાઈ કરવા તમે કેવી રીતની તેયારી કરી છે ? હાહુલીરાય હમીરે જવાબ આપ્યો મહારાણીજી !!

આ મારૂં ધડજ એક લાખ તમારા પીતાના માણુસ સાથે લડશે ?

સંયોગતા—હાહુલીરાયજી તમો તમારા બળના ગરવમાં રેહેશોમાં ચુક ખાઇ જશો ? જ્યારે મારા પીતા રણુસંગ્રામ ચડે છે ત્યારે દસ દીગ્પાલ પ્રથ્વીનો ભાર ઉપાડી શકતા નથી. એમની સૈન્ય એવડી મોટી છે કે સૈન્યના પગરવટમાં નાના નાના ડુંગરો ધસાઇને જમીન બરાબર થઇ જાય છે. મારા પીતાનું બળ અને દળ, બંને અકળ છે માટે તમારે બહુ વિચાર કરવાનો છે તેની કન્યાનું હરણુ કરવાની વાત નાની સુની નથી ?

જામજાદવ—રાણીજી ! ! આપ તેની કશી ચીંતા કરશોમાં અમારાં મસ્તક જ્યાં સુધી અમારા ધડપર છે ત્યાં સુધી તમારે ફીકર કરવાની નથી અમો એક એક સરદાર તમારા પીતાને એક એક માઇલ સુધી રોકીશું અને તમોને સુખ શાંતીથી દીલ્લી પહોંચાડીશું ? માટે કાંઇ ચીંતા કરશોમાં

પ્રથીરાજ—એ વાતની તમારે ચીંતા રાખવાની નથી મારા સરદારો ઉપર મને પુરણુ ભરોસો છે હવે નકામું અસુર શા માટે કરવું! જલદી તેયાર થાઓ થોડી વારમાં સઘળી તૈયારી સંયોગતા કરી રહી પોતાની દાશીઓને બોલાવી વચન આપ્યું કે સખીઓ !! હું દીલ્લી જઇ તમને બોલાવીશ એમ કહી પ્રથીરાજના ઘોડાપર પ્રથીરાજની પાછલ બેઠી અને પ્રથીરાજની કમર પકડી પ્રથીરાજે ઘોડો ચલાવ્યો દાસીઓ ગદ્ગદ્ કંઠે જોઈ રહી અને વિચારમાં પડીઓ કે સવારમાં જયચંદ મહારાજ આપણું શું કરશે ? એવા ભયમાં કલ્પાંત કરતી સઘળીઓએ રાત ગુમાવી આ બાજુ ચહુવાણુના છાવણીમાં જયજયકાર થઇ રહ્યો સઘળા ખુશી થયા ચંદ બારોટે રાણીને આ-

શીરવાદ આપ્યો અને રાણી સંયોગતાએ ઉદારતાથી સત્કાર કર્યો. એટલે કન્હ ચહુવાણે જલદી પ્રથીરાજને દીલ્લી જવાની પ્રેરણા કરી, હવે અહીં રોકાવા બીલકુલ જરૂર નથી. થોડી વાર સઘળાઓએ વિચાર કર્યો એક એક સરદારે ઉભા રહીં જયચંદ સામે યુદ્ધ કરી તેને રોકવો પ્રથીરાજે રસ્તામાં જરા પણ નહીં રોકાતાં જેમ બને તેમ ઉતાવળ કરી દીલ્લી પહોંચી જવું.

આ મત પ્રથીરાજને પસંદ પડયો નહીં તેથી ચંદ બારોટને કહ્યું—બારોટજી ! ! સંયોગતાનું હરણ કરી છુપકીથી પાછલી રાતે ચાલ્યા જવું એ ચહુવાણ રજપુતને લાંછન લાગનારૂં ગણાય ! માટે જેવો હું દીલ્લી તરફ રવાના થાઉં તેવોજ તમારે જયચંદને સંદેસો કહાવવો કે તમારી કુંવરીનું હરણ કરી પ્રથીરાજ દીલ્લી તરફ કુચ કરી ગયા છે, આવું પ્રથીરાજનું અભીમાન ચંદને પણ ગમ્યું નહીં જેથી તે બોલ્યો મહારાજ ! જે બનાવ બન્યો છે તે ઠીક બન્યો છે માટે હવે તમારે બધી આડી અવળી વાતો છોડી દઇ દીલ્લીના રસ્તે પડવું. બારોટજી ! ! છુપું જવું, તે પ્રથીરાજ જેવા બાણાવળીને શોભે નહીં? પ્રથીરાજને બળનું અભીમાન ચડેલું જોઈ બારોટે ભવીષ્યના અનહીતનો નીસાસો નાંખ્યો. પ્રથીરાજે કહ્યું બારોટજી ! મારૂં કહેવું પસંદ પડયું કે નહીં ? બારોટે જવાબ આપ્યો મહારાજ ! ! કૃષ્ણ જેવા પરમાત્માએ રૂક્ષમણીનું હરણ છુપા વેશે કર્યું હતું તમારે જયચંદને જાહેર કરવા શી જરૂર છે? આ તમારાં વચનો મને ગર્વમાં જણાય છે. પણ ગર્વતો રાજા રાવણનો પણ રહ્યો નથી.

કબીર ગર્વ ન કીજીયે, રંક ન હસીયે કોય;
અજ હુ નાવ સમુદ્રમેં, કયા જાને કયા હોય.

છેવટ ચંદ અને સામંતોની સલાહ પ્રથીરાજને માન્ય કરવી પડી છેવટ સંયોગતાને પોતાના ઘોડાપર પોતાની પાછળ બેસારી પ્રથીરાજ પોતાની સાથે ચુંટી કાઢેલ વીર પૂરૂષો સાથે લઇ રવાના થયો.

પાછળથી ચંદ બારોટે છાવણી ઉપાડવા હુકમ કર્યો અને પોતે જયચંદના દરબારમાં ગયો અને વીનયથી જયચંદ મહારાજને ખબર આપવા લાગ્યો કે મહારાજા જયચંદ! આપની કુંવરી સંયોગતાનું હરણ પ્રથીરાજ ચહુવાણે કર્યું છે અને તે દીલ્લી તરફ રવાના થઇ ગયો છે.



## પ્રકરણ ૧૩ મું.

### સંયોગતાનું હરણ, અને રસ્તાનું દારૂણ યુદ્ધ.





જેવા ચંદ બારોટે જયચંદને સંયોગતાના હરણ કર્યાના ખબર આપ્યા કે જેમ બળતામાં ઘી હોમાવાથી વધારે ભડકો થાય તેમ ચંદનાં વચન સાંભળતાં જયચંદનું હૃદય વધારે ક્રોધથી ભરાયું તેણે હાથ પછાડયા પોતાની ચતુરંગી સૈન્યાને પ્રથીરાજની પાછળ પડવા હુકમ આપ્યો અને તેનો નાશ કરી નાંખવા ફરમાન કર્યું. ચંદ જાસાચીઠી બોલી તુરત ત્યાંથી ખસી ગયો.

જયચંદનો હુકમ મળતાં મોટું લશ્કર લઈ બળવાનો પ્રથીરાજ ની પાછળ પડયા દીલ્લીના રસ્તાપર ગંગાના મોટા કીનારાપર પ્રથીરાજનો સામંત ગોવીંદરાય ગેહેલોટ જયચંદના લશકરને અટકાવવા લશ્કર લઈ ઉભો હતો જેને જોઈ જયચંદનું લશ્કર તે તરફ ધસ્યું. દારૂણ યુદ્ધ જામ્યું પણ ગોવીંદરાયતો મરવાને માટેજ કેસરીયાં કરી ઉભો હતો જેથી ત્રાસ જનક લડાઈ બંને પક્ષની જામી હજારો શુરવીર અને હાથી ઘોડા રણમાં મરાયા ગોવીંદરાયે જયચંદના સૈન્ય નો ઘણી વખત અટકાવ કર્યો પરંતુ કનોજના જબરા લશ્કર આગળ તે વધારે વખત ટકી શકયો નહીં તેમ લશ્કરને આગળ વધતું અટકાવી શકયો નહીં. તો પણ પ્રથીરાજ આ લડાઇની અંદર ચાર કોશ મજલ કાપી શકયો. દીલ્લી અને કનોજને સો કોસનું છેટું હતું જેમાં ચાર કોસની મજલ એકલા ગોવીંદરાયે કપાવી આખર લડતાં ગોવીંદરાય ગહેલોટ રણમાં પડયો,

### સંયોગતારૂપી મહાકાળીયે લીધેલો પહેલો ભોગ !!

ગોવીંદરાય રણમાં પડત લોહીથી ખરડાયેલી નાગી તરવારવાળા જયચંદના લશ્કરના સરદારો પ્રથીરાજને પકડવા આગળ ધસ્યા પરંતુ પ્રથીરાજના પટાવતો જયચંદના લશ્કરને અટકાવવા એક એકથી દુર પડાવ નાંખી રસ્તામાં મોરચા નાંખી પડયા હતા.

ગોવીંદરાયને ગૌલોગમાં પહોંચાડી લશ્કર આગળ વધ્યું ત્યાં દીલ્હીના રસ્તાપર કનોજથી છ કોસ દુર ચંડપુંડીર રસ્તો રોકી ઉભો હતો જેથી જયચંદના લશ્કરે ચંડપુંડીર ઉપર ધસારો કર્યો ચંડપુંડીર લડાઈમાં આખર સુધી લડયો આખરે મોટા લશ્કરમાંથી હજારો યોદ્ધાઓને સ્વર્ગે પહોંચાડી ત્યાગી વેશે રહેલ કેહરકંઠીર પરમારના હાથથી મરાયો. **સંયોગતાનો બીજો ભોગ ! !**

કેહરકંઠીર આગળ ધસ્યો અને જોત જોતામાં પ્રથીરાજની નજીક પહોંચી નજરે જતો જોયો એટલે પોતાના ધનુષ્યને લંબાવી પ્રથીરાજને પકડવા તેના ગળામાં નાંખ્યું કબાનની પણછ ગળામાં ભરાયાથી પ્રથીરાજ ઘોડાપરથી ઢળી પડે તેવો નહોતો. તે પોતાના ઘોડાને જોરથી ચલાવવા લાગ્યો એટલામાં પોતાના ગુલાબી ગાલપર ઘસડાતી ધનુષની પણછ સંયોગતાએ પોતાના દાંત વડે કાપી નાંખી તેથી કેહરકંઠીરનો હાથ પછડાયો ઘોડો પાછો હઠયો તેવામાં પડખે રહેલ પ્રથીરાજના એક સરદારે પોતાનો ભાલો કેહરકંઠીરના પર નાખ્યો જેથી કેહરનો ઘોડો બરછીથી વીંધાઇ જમીન પર પડયો પ્રથીરાજે ઘોડો દોડાવી મુકયો કેહરકંઠીર પગપાળો થઇ રહ્યો થોડી વારે બીજો ઘોડો લીધો આ સૈન્યામાં જયચંદ પણ સાથેજ હતો. જયચંદે કેહરકંઠીરને કહ્યુ કે મેંતો મારી કન્યા તનેજ અર્પણ કરી છે. માટે તમારેજ પ્રથુને નસીયતે પહોંચાડવો જોઇયે.

આવાં વચન સાંભળી કંઠીરને ફરી સુર ચડયુ અને એક હજાર ત્યાગી પરમારોને લઈ પાછળ પડયે. જ્યાં ત્રીજે મોખરે આતતાઇ ચહુવાણને ઉભેલો જોયો. માહાભારથના યુદ્ધમાં શીખંડીનું વૃતાંત છે તેવું આ આતતાઈનું વૃતાંત પણ ચમત્કારી ગણાયું છે.

ચંદ બારોટ પોતાના રાસામાં લખે છે કે આતતાઇનો જન્મ થયો ત્યારે તે પુત્ર નહી પણ પુત્રી રૂપ હતો પુત્રી જનમ્યા છતાં પુત્ર જનમ્યાની વધાઈ ફેલાઈ છોકરીને છોકરાની માફક ઉછેરી પણ તે વાત કયાં સુધી છુપી રહે ઉમર મોટી થવા આવી અને કન્યાનાં ચીન્હ પ્રકાશવા લાગ્યાં ત્યારે આતતાઇનો બાપ ચૌરંગી ચહુવાણ ગભરાયો અને પછી પોતાની દુનીયામાં મશ્કરી થશે એમ ધારી છોડીને મારી નાંખવાની તૈયારીપર આવ્યો અને રાતને વખતે દીકરીને લઈ ચૌરંગ ચહુવાણ શંકરના દેરામાં આવ્યો અને તરવાર

એંચી મહાદેવની કેટલીક સ્તુતી કરી બાદ છોડીનું માથું કાપવા તૈયાર થયો છોડીની આંખમાંથી ચોધાર આસુ ચાલ્યાં જેનું રૂદન સાંભળી દેવોને પણ દયા આવી. જેથી માહાદેવ આપોઆપ પ્રગટ થયા એ ચૌરંગીને કહ્યું સુરવીર ! સાહસ કરતો નહીં તપાસ કર કે તું જેને મારવા ઉભો થયો છું. તે પુત્ર છે કે પુત્રી ? મહાદેવ અંતરધ્યાન થયા પછી તપાસ કરતાં ચૌરંગીને ઘણોજ આનંદ થયો દીકરીને બદલે આતતાઈ દીકરાના સ્વરૂપમાં માલમ પડયો જેથી પુત્ર રૂપ થયેલ આતતાઇને લઇ ચૌરંગી ચહુવાણ ઘરે આવ્યો. ( આ અલંકાર અમો વાંચનારના મનની માન્યતા ઉપર મુકીયે છીએ. પ્રથીરાજ રાસામાં લખાયેલો વિષય વીદીત કરીયે છીયે )

આ આતતાઈ પ્રથીરાજનો માનીતો સામંત થઈ પડયો હતો અને તે કહેર કંઠીરની સામે યુદ્ધ કરવા ત્રીજા મોરચાપર ઉભો હતો પોતાની સ્ત્રીનું હરણ કરી જનારનો ચોકસ પ્રાણ લેવો એવો કેહર કંઠીરે દ્રઢ નીશ્ચય કર્યો હતો પણ આ આતતાઇની વચમાં નડતર નડવાથી કંઠીર આતતાઈ સાથે યુદ્ધમાં રોકાયો.

આતતાઈ અને કંઠીરનું દારૂણ યુદ્ધ શરૂ થયું. જેમાં આખર બંને સામસામા લડતાં એક બીજાના હથીયારથી બંને એકી વખતે લડાઈમાં મરાયા. **ત્રીજો ભોગ** !! એટલે જયચંદ પોતેજ આગળ વધ્યો!. પણ સાંજ પડવા આવી અને ત્યાં ચોથે મોખરે હમીરહાડાને જોયો એટલે જયચંદે કાશીના રાજાને બોલાવી હમીર સામે મોકલ્યો યુદ્ધ થયું જેમાં રાત્રી પડતાં સાંજ પડાવ નાંખ્યો અને હમીર હાડો મરાયો **સંયોગતા કાળીયે લીધેલ ચોથો ભોગ** !!

સવાર પડતાં કનોજનું લશ્કર આગળ ચાલ્યું પણ પ્રથીરાજના સામંતોએ પ્રતીબંધના પચાશ ઠેકાણે મોરચા રાખ્યા હતા. અને જેઓ એક પછી એક જયચંદના લશ્કરને રોકતા આખર મરાયા દળ પાંગળ લશ્કર લઇ ચડેલો જયચંદ સઘળાને હણતો આગળ વધવા લાગ્યો એમ ત્રણ દીવસ તે પ્રથીરાજની પાછળ પડયો પણ પ્રથીરાજ પકડાયો નહીં.

ત્રીજે દીવસે દીલ્હી નજીક આવેલું જોઈ જયચંદે પોતાના સરદારોને કઠોર વચનો કહી સુરાતન ચડાવ્યું દીલ્હી આ વખત એક મજલ દુર હતું ઉસકેરાયેલું રાઠોડ લશ્કર આગળ ધસ્યું અને એટલે

બધું નજીક આવ્યું કે કન્હચહુવાણને પ્રથીરાજનો બચાવ કરવા યુધ્ધમાં ઉતરવું પડયું.

કન્હની ટક્કર એટલી મજબુત હતી કે રાઠોડોને આગળ પગ ભરવો મહાન મુશીબતી વાળો થઈ પડયો પ્રથીરાજના કાકા કન્હચહુવાણે ભયંકર લડાઇ જમાવી જેમાં હજારો રાઠોડોને તેણે મરણને શરણ પહોંચાડયા આખર " એકનું ઓસડ બે " એ કહેવત અનુસાર પ્રથીરાજનો કાકો કન્હચહુવાણ આ લડાઈમાં મરાયો.

પોતાના સરદાર કન્હને મરાયેલો જોઇ કન્હના ઘોડા તથા ઘોડાના રાવત સધનને સુર ચડયું જેમણે રાઠોડના લશ્કરમાં જબરૂ ધાંધલ મચાવ્યું રાઠોડોમાં કેર વરતાવી દીધો ઘોડાએ પગ પ્રહારે અનેકના પ્રાણ લીધા તેમ સધન રાવળે પોતાના અસાધારણ બળથી લડી હજારો રાઠોડોને સ્વર્ગે પહોંચાડયા.

હરીસીંગ કનક ગુજર, નીડરરાય, જયચંદને રોકતાં એક પછી એક એમ પચાસ મોરચા બાંધી ઉભેલા સામંતો ( સંયોગતાના ખપરમાં ભરખાયા ) મરાયા તો પણ પ્રથીરાજથી દીલ્લી પહોંચાયું નહી.

આવા ગભરાટમાં પ્રથીરાજની નજર પોતાના ભાણેજ અલ્હન પઢીયાર ઉપર પડી અત્યારે વાત કરવાનો સમય નહોતો જેથી ફુટતી મુંછનો વીસ વરસની ઉમરનો ઉછરતો ભાણેજ અલ્હન બોલ્યો ! ! મામા આ માથુંજ આપનું નથી પણ શરીર આપનુંજ છે

અલ્હનને આમ બોલવાનું કારણ એ હતું કે એક દીવસ અલ્હન, હજામત કરાવતો હતો તે વખતે પ્રથીરાજ ત્યાં હતો તેણે અલ્હનના માથાપર ટકોરો માર્યો ભાણેજ અલ્હન મામાનું આ અપમાન સહન ન થવાથી તરવાર પર હાથ નાંખવા લાગ્યો એટલે પ્રથીરાજે કહ્યું ? અલ્હન તું મારો નોકર છે માટે આ માથું મારૂં છે ? જેથી ટકોરો માર્યો માથું કાંઈ તારૂં નથી ? મામાનું કહેવું સત્ય ગણી અલ્હન તે વખતે એમ બોલ્યો હતો કે મામા માથું તમારૂં છે પણ ધડ કાંઈ તમારૂં નથી જેથી આ ઇસારો અલ્હને અત્યારે મામાને કર્યો એટલે પ્રથીરાજે કહ્યું ભાણેજ એ સમય મશ્કરીનો હતો પણ આ વખત તો લડાઇનો છે.

બાહાદુર અલ્હને પોતાની તરવારેથી માથું કાપી મામાને આપ્યું તે માથું કાપતાં બોલ્યો મામા ! હું મારૂં માથું તમારા હાથમાં મુકું છું. કેમકે માથાના માલેક તમો છો ? તમારૂં માથું તમે લઇ જાઓ ? હું મારા પોતાની માલીકીના ધડથી રાઠોડ લશ્કર સામે લડું છું પણ એટલું કહુ છું કે આ મારૂં માથું તમે દીલ્લીની મહેલાતમાં દાખલ થાઓ ત્યાં સુધી જમીન ઉપર મુકશોમાં જ્યાં સુધી આ માથું તમારા હાથમાં રાખશો ત્યાં સુધી તમારા ભાણેજ અલ્હનું ધડ આ રાઠોડ સામે લડશે અને લશ્કરને આગળ વધવા દેશે નહીં.

લોહી ભર્યું અને ફાટેલી વીકરાળ આંખો વાળું માથું પ્રથીરાજે હાથમાં લીધું અને ઘોડાને આગળ ચલાવ્યો કબધરાક્ષસની માફક આલ્હનું ધડ જયચંદ અને તેના લશ્કરપર ધસ્યું. અને હાથમાંની તરવારથી લડાઇ કરવા લાગ્યું ધડની ચમત્કારીક લડાઇ જોઇ રાઠોડો ચમકયા હજારો રાઠોડો ધડની સમશેરના પ્રતાપે જમીન દોસ્ત થવા લાગ્યા પ્રથીરાજ સપાટા બંધ આગળ ગયો પાછળ લશ્કર અટકેલું જોઇ ભાણેજની બાહાદુરીનાં પોતાના હૃદયમાં વખાણ કરવા લાગ્યો.

દીલ્લી નજીક આવ્યું તેવામાં દીલ્લીની દેવીયાને કળીયુગની મહાકાળી જે પૂર્વે રૂષીના શ્રાપથી જન્મેલી તે સંયોગતાનો જન્મ રજપુતોનું રૂધીર જમીનમાં રેડાવવાજ થયો હતો કે કરોડો રજપુતો રણમાં રોળાયા એટલે કહીયે તો હિંદમાંથી રજપુતોનો ધાણ કઢાવનાર રજપુતના રૂધીરની તરસી, દીલ્લીની ગાદી પર છેલ્લી રાણી આ સંયોગતાજ થઇ ! પછી રજપુત રાજ્યનો દીલ્લીની ગાદી પર અંત આવ્યો.

પ્રથીરાજ અને તેના સો સામંતોનું સત્યાનાશ કાઢનાર હીણ ભાગી સંયોગતાને આ વખતે પાણીની તરસ લાગી જેથી પ્રથીરાજ પાસે પાણી માગ્યું અને બોલી પ્રાણવલ્લભ તમારી પ્રીયાને પાણીની તરસ લાગી છે.

પ્રીયાને તરસ લાગેલી જોઇ, ઘોડા સાથ દોડનાર માણસો હતાં તેમણે ઝપાટામાં પાણીનો લોટો આણી આપ્યો વાહાલી આ પાણી આવ્યું લ્યો ? પીઓ ?

સંયોગતા—સ્વામીનાથ તમારા હાથમાં માથું છે તે મડું ગણાય માટે હું પાણી શી રીતે પી શકું ? આપ માથું ઘોડાપરથી જમીન પર મુકો ને તમારા લોહી ભર્યા હાથ ધોઇ નાંખો તો પછી હું પાણી પી શકીશ.

પ્રીયા ! ! આ મસ્તકને શું તમે મડું કહો છો ? આ મડું નથી પણ ચૈતન્યવાળું દેવી શરીર છે. તમો પાછળ જુવો ભાણેજનું ધડ કેવું લડે છે ને તમારા પીતાના લશ્કરને કેવું અટકાવ્યું છે! એ સુરાનું ધડ વગર માથે લડે છે તેવા સુરાના માથાને મડું કહેવાય નહીં એ માથુ જમીન ઉપર મુકીશ તો ભાણેજનું ધડ લડાઇમાં લડતું બંધ થશે અને રાઠોડો ધસી આવી આપણને પકડી પાડશે માટે દીલ્હીનાં દેવી સંયોગતા ! આવી ખોટી હઠ છોડી દયો ? આ માથું આપણા હાથમાં હશે ત્યાં સુધી તમારા પીતાથી આગળ વધી શકવાનું નથી.

રજપુતનું સત્યાનાશ કાઢવા જનમેલી સંયોગતા બોલી—માહારાજ ! એ મડદુંજ છે માટે તમો જો માથાને જમીનપર નહીં મુકો તો હું પાણી પીવાનીજ નથી દુરાગ્રહી સંયોગતાની હઠ જોઈ, તેમજ દીલ્હીના બુરા ભાવીને લીધે મહાન પ્રયાસથી પ્રાપ્ત કરેલી સંયોગતાના પ્રેમમાં ઘેલો બનેલ પ્રથીરાજ આખર પ્રાણ પ્રીયાને પાણી પાવા ખાતર, પોતાના ભવીષ્યનો લાંબો વિચાર નહીં કરતાં આલ્હન જેવા સુરા ભાણેજનું માથું જમીનપર પ્રથીરાજે મુકયું. અને પોતાના હાથ પાણીથી ધોઇ નાંખ્યા બાદ હઠાલી સંયોગતાએ પાણી પીધું.

જેવું આલ્હનનું માથું જમીનપર મુકયું તેવુંજ તેનું લડતું ધડ યુદ્ધ કરતું અટકી પડયું. અને જમીનપર રડી પડયું આલ્હનના ધડે દળ પાંગળ લશ્કરમાં હજારો રાઠોડોનો ધાણ વાળી નાંખ્યો હતો હવે ધડના પડવાથી રાઠોડ લશ્કર આગળ વધ્યું અને જોતજોતામાં પ્રથીરાજના સમીપ આવી પહોંચ્યું લશ્કરને સમીપ આવેલું જોઇ પ્રથીરાજ ગભરાયો એવામાં લાખણસી તુવર, પહાડ દીજરાજ ત્રણેએ પ્રથીરાજને દીલ્હી ભેળો કરવા યુદ્ધ મચાવ્યું. આખર તેઓ સઘળા કળીયુગની મહાકાળીના ખપ્પરમાં ભરખાયા અને લશ્કર આગળ વધ્યું એટલામાં પ્રથીરાજ દીલ્હીના દરવાજામાં દાખલ થઈ ગયો.

સંયોગતાના સ્વયંવરમાં દીલ્હીથી ચંદ સાથે કનોજ જવા એક

લોહીયા અગ્યાર હજાર રજપુતો ગયા હતા તેમાંથી માત્ર પાંચ સાતજ બચી પ્રથીરાજ સંયોગતા સાથે દીલ્હી આવ્યા બાકીના બધા આ યુધ્ધમાં કામ આવી ગયા એક સંયોગતાના મોહમાં પ્રથીરાજના અગ્યાર હજાર યોદ્ધાઓ અને મોટા મોટા સામંતો કપાયા. આવી રીતે પ્રથીરાજનું વખણાતું લસ્કરી બળ તુટયું.

પ્રથીરાજને દીલ્હીમાં પેસી ગયેલો જોઈ દીલ્હીનાં કોટ અને કાંગરા ભાળી જયચંદને શોક થયો દીલ્હીને ઘેરો ઘાલી પ્રથીરાજને હરાવવાની જયચંદનામાં હિંમત હતી પરંતુ એકની એક દીકરીનો હવે ભવ બાળવો એ યોગ્ય કહેવાશે નહીં આવું તેનું હૃદય દયાથી ભરાઇ ગયું અને પ્રથીરાજની અસાધારણ હિંમત જોઇ પોતાનું મન પ્રસન્ન થયું અને જયચંદ બોલ્યો હિંદમાંના કોઇ પણ રાજાથી ન બને તેવું પરાક્રમ પ્રથીરાજે કર્યું છે એ બહાદુરે સ્વયંવરમાંથી સંયોગતાનું હરણ કરવાનું પણ લીધું તે તેણે પુર્ણ કર્યું ધન્ય છે પ્રથીરાજને ! એમ બોલી પોતાના શ્રીકંઠ બારોટને જયચંદે બોલાવ્યો અને કહ્યું કે બારોટ તમે હવે દીલ્હીમાં જાઓ અને સંયોગતાને આપણી આબરૂને શોભે તેમ ધામધુમથી પરણાવો અમે હવે પાછા વળીયે છીયે એમ કહી જયચંદ પાછો વળ્યો અને શ્રીકંઠ બારોટ દીલ્હીમાં પ્રથીરાજના દરબારમાં આવ્યો અને પ્રથીરાજનાં વખાણ કરી જયચંદ રાઠોડની ઇચ્છા જાહેર કરી શ્રીકંઠના શબ્દોથી પ્રથીરાજની સભા પ્રસન્ન થઇ. કલહનો અંત આવ્યો પ્રથીરાજ હવે સંયોગતાના શોખમાં પડયો દીલ્હીની શું ગતી થશે તે તેના લક્ષમાં રહ્યું નહીં શ્રીકંઠે ધામધુમથી વીવાહ કર્યો પ્રથીરાજે તેને કીમતી પોશાક આપી વીદાયગીરી આપી મોકલ્યો અને વીશયાશકત ગમે તેવો બળવાન હોય તો પણ આખર નાસ પામે તેમાં નવાઇ નહીં. પ્રથીરાજ તે અવગુણમાં પુરો હતો.



# પ્રકરણ ૧૪ મું.

## પ્રથીરાજનો જનાનામાં નીવાસ.



હિંદના દીલ્લી તખ્ત પરથી રજપુત રાજ્યનો પાયો જડા મુળથી કઢાવનાર રજપુત રાજ્યનો ફેરફાર કરનાર, કારણ રૂપે માતો માહાકાળી રૂપે અવતરેલી સંયોગતાના વીષય સુખમાં પ્રથીરાજ હવે ઝુલવા લાગ્યો.

વીષય સુખની નાયીકા સંયોગતા રૂતુ રૂતુના તરેહ તરેહના વીહાર અને અનેક તરેહના ઉપચાર સાથે પ્રથીરાજ રાજાને વૈભવ સાથ રાજ્ય મહેલના અંતઃપુરમાં રાત્રી દીવસ આનંદ સુખ આપવા લાગી મહદેલો પ્રથીરાજ સંયોગતાના આનંદ સુખમાં દીન, અને દુનીયાંનું બંને ભાન ભુલી ગયો તે એટલે સુધી કે સંયોગતાના સહવાસ સુખમાં લપટાઇ ગયો કે તેણે જનાનામાંથી બહાર નીકળવાનું પણ માંડી વાળ્યું હું કોણ છું તેનું પણ તેને ભાન રહ્યું નહીં ! હું દીલ્લીનો રાજાછું મારે માથે શાહાબુદીન ગોરી જેવો જબરો દુશમન છે. મેં મારા આવા પ્રવીણ કયમાસ પ્રધાનને જાનથી મારી નાંખ્યો છે. કયમાસના નાનાભાઇ ચામુંડરાયને વગર ગુને હાથ પગમાં બેડીયો નાંખી છે સંયોગતાના હરણ અને બીજા યુદ્ધોમાં મારા શુરા સામંતોના આત્મભોગ અપાઈ ગયા છે હવે ફકત નામના બે ચાર રહ્યા છે રાજ્યગાદી સુની પડી છે રૈયત સુખી છે કે દુઃખી છે તેનું પણ પ્રથીરાજને કશું લક્ષ રહ્યું નથી શાહાબુદીન ચડી આવશે તો દીલ્લી રાજ્યનું તેમજ મારૂં શું થશે પાંડવોથી ચાલતી આવેલી ક્ષત્રી કુળની દીલ્લી નગરીનો શાહબુદીન માલીક થશે આ ભાન પ્રથી· રાજના મગજમાંથી સંયોગતાયે તદન ભુલાવી નાંખ્યું આખો દીવસ અને રાત્રી પ્રથીરાજ મહેલમાં સંયોગતાની પાછળ ભમવા લાગ્યો ! સંયોગતા પ્યારી સંયોગતાના નામનો જપ મુખથી જપવા લાગ્યો. રાજ્યનું ગમે તે થાઓ, રૈયત ગમે તેમ રગડાઓ !! રૈયત સુખી હોકે દુખી હો તે મારે જાણવાનું કે જોવાનું નથી. મારે તો સંયોગતા અને સંયોગતાને હું રાજ્યનું હવે ગમે તે થાઓ ઘણા

દીવસ રૈયતની શેવા ઉઠાવી હવે તો સંયોગતાનીજ શેવા ઉઠાવવી! આવું કાલું કાલું મહારાજા પ્રથીરાજ બોલવા લાગ્યો સંયોગતાની છાંયા ત્યાં પ્રથીરાજનું શરીર! તેવીજ રીતે રાજ્ય મહેલમાં તેની પાછળ ધુમવા લાગ્યો સંયોગતાએ પણ પ્રથીરાજને તેવોજ પ્રેમ ઘેલો બનાવી દીધો.

વાંચક જનો ! ! જરા ખ્યાલ કરો દીલ્લીના પડતીના કારણ રૂપ, આ જોડું મોજ શોખમાં પડી ગયું જેના લીધે ભવીષ્યનું દીલ્લીનું પરીણામ શું આવે છે તે તમો આગળ વાંચશો જે પ્રથીરાજનાં દીલ્લીની પ્રજા દર્શન કરી પોતાનો આવો બાહાદુર રાજા છે એમ માની મગરૂર રહેતી તેજ પ્રજા સંયોગતાની દીલ્લીમાં પધરામણી થવાથી હવે આપણું શું થશે તેમ પ્રથીરાજનું શું થશે તેની ફીકર કરવા લાગી સઘળા કોઇ બોલવા લાગ્યા કે રાજા પ્રથી પ્રેમ રૂપી સંયોગતાના મોહ પાસના પાંજરામાં પોપટ થઇ રહ્યો છે જે પ્રથુની ભુજાઓ મહાન કબાન ધારણ કરી અનેક શત્રુઓના સંહાર કરનારી તે ભુજાઓ કબાન શમશેર છોડી સંયોગતાના નાટા રંભમાં ટપાકા પાડવા લાગી.

પ્રથીરાજ આવો થશે એવું સ્વપ્નામાં કોઈ ભવીષ્યવેતા કહેતું નહોતું પરંતુ ત્રણ વરસ અગાઉ તેના સાળા કયમાસ પ્રધાનને પ્રથીરાજે સ્વહસ્તે હણ્યો અને તેની સ્ત્રી સતી થઈ તે વખતે સતીયે ભવીષ્ય કથનો યાતો શ્રાપ આપ્યો તે ફળ હાલમાં નીકટ આવતું જોઇ સઘળી પ્રજા અને ચંદ હાહુલીરાય વિચારમાં પડયા.

હર ! હર ! કામાંધીરાજાના રાજ્યની બુરી દશાજ આવવા બેઠી આપણી હયાતીને પણ ધીક્કાર છે.

આપણા રાજાના સહવાસમાં આપણે રાત્રી દીવસ રહેતા તેને હવે તેજ રાજાનાં દર્શન થવા દુર્લભ થઈ પડયાં છે દરબાર કચેરી ભરાવવીજ બંધ થઈ ગઇ નોકરો રૈયતને ગમે તેમ રગડે સાંભળનાર તો જનાનામાં છુપાઈ રહ્યા બે ચાર સામંતો પોતાનાં ઘર ઝાલી એસી રહ્યા ચામુંડરાય જેવો બળવીર પ્રથીરાજના હુકમને તાબે થઇ ઘરે બેડીયો પહેરી ચાર વરસથી બેશી રહ્યો છે સુરવીર પ્રથીરાજ સો સામંતોની વચમાં બેસતો તે હવે સો સખીઓની વચમાં બેસવા લાગ્યો છે.

આવી રીતે નધણીઆતું રાજ્ય થઇ જવાથી પ્રજાના વૃદ્ધ અને સમજુ જનો એકઠા થઇ ચંદ અને હાહુલીરાયને ત્યાં ગયાં અને કહ્યું કે તમો રાજાના વડા સામંત છો માટે પ્રજાની વતી તમો રાજા પાસે જાઓ અને તેને સઘળી હકીકત નીવેદન કરો પ્રજાની આજીજી પરથી ચંદ અને હાહુલીરાય રાજા પાસે જવા તેયાર થયા. અંતઃપુરને દરવાજે આવી ઉભા રહ્યા અને રાજા પાસે પોતાને આવવા ચીઠી લખી કહેવરાવ્યું કે ચંદ અને હાહુલીરાય મળવા સારૂં આવ્યા છે.

દાસીએ ચંદની ચીઠી પ્રથીરાજને નહીં આપતાં રાણી સંયોગતાને આપી તે રાણીયે વાંચીતો તેમાં નીચે મુજબ લખેલું જણાયું કે હે પ્રથીરાજ ! તું ! "**गोरीपर रतियं, अरुतुजपर गोरीतकीयं**" હે પ્રથી તું ગોરી નારના વીલાસમાં રમી રહ્યો છું- પણ તારા પર ગોરી શાહબુદ્દીન ટાંપી રહ્યો છે. માટે હવે જાગ્રત થા ?

ચીઠી વાંચતાંજ સંયોગતા લાલચોળ થઈ ગઇ અને સીંહણની માફક ઘુરકવા લાગી અને નખથી શીખા સુધી જ્વાળા પ્રગટી ચીઠીના ચુરેચુરા કરી નાખ્યા અને દાશીને બોલી રાંડ દાંશીઓ ! આવાં પાપ ક્યાથી લાવો છો ? આ લોક ! મારા અને રાજાના તો મુળેજ આવ્યા છે અમે સુખ ભોગવીયે છીયે તે બારોટડાથી અને બ્રાહ્મણીયાથી દેખી ખમાતું નથી આ કેવી નીચ અને ઇર્ષાવાળી ચીઠી લખે છે ચીઠી લખતાં શરમાતાપણ નથી એણે કેવી ચીઠી લખી છે એમાં શું ડાહાપણ વાપર્યુ ! ગોરી શાહાબુદીનની શી તાકાત છે કે તે દીલ્લી લઇ શકવાનો છે ? હાહુલીરાય અને ચંદ બંને લુણુહરામી થઇ ગયા છે. સો સામંતમાં બે રહ્યા તો પણ ઘરે હવે બેસતા નથી મારા આનંદમાં વાંધો નાખવા રાજાને સમજાવવા આવ્યા છે. અને કહે છે કે હવે રાજાજી જાગ્રત થાઓ ! અને બહાર પધારો ? પણ એ રડયા સમજતા નથી કે રાજા જ્યારે રાજકાજનો બોજો પોતાને માથેજ ઉપાડશે ત્યારે તમારા જેવાને સામંતો બનાવી મોટા મોટા પગાર શું કરવા ખવરાવશે ? રાજા પોતે જાતેજ સઘળાં કામ નહીં કરે ? રાજાએતો મોજ મજા ભોગવવી એજ તેનો ધર્મ છે મોજીલા રાજા શીવાયના રાજાને હું તો રાજા લેખતી નથી. પણ રૈયતના વેતરા લેખું છું ! રૈયત ક્યાં ઘરજણી છે, એક જાય તો બીજી આવે મારા સ્વામીને રૈયતની શું પડી છે કે

રૈયતના સુખ દુઃખની કાળજી રાખી હૃદય બાળે! મારા આવ્યા અગાઉ તો હૃદય બળાય તેટલું બાળ્યું હવે તો જંપવા દયો ? તેમાં આ બારોટ અને બ્રાહ્મણ તો મોઢે ચડાવવાથી ડાયલાજ થઇ ગયા છે નીત નવા નવા લડાઈ ટંટા શોધી આખી જીંદગી મારા સ્વામીની યુદ્ધમાંજ કઢાવી હવે તો નીરાંતે જનાનાનું સુખ ભોગવવા દયો ? હવે તેડવા આવ્યા છે રડયા ! મરતા હોય તો સારૂં ! !

સુજ્ઞ વાંચકો ! સંયોગતાને અમે કળીયુગની માહાકાળી નામ આપ્યું છે તેમાં શું ખોટું છે! એને કયાં સ્વામીની કે રાજ્યની પરવા છે એતો પૂર્વના રૂષી શ્રાપથી વીષય વાસના તૃપ્ત કરવા અને રજપુત રાજ્યનો નાશ કરવાજ કારણ રૂપે અવતરી છે માટે એને કેનો સડાકો હોય! આવી મહાકાળીયોજ રાજા પ્રજાનું રૂધીર પી પોતાનું ખપ્પર ભરે છે.

સયોગતાયે ચીઠી રાજાને નહીં આપતાં વાંચી ફાડી નાંખી અને દાસીઓને હુકમ આપ્યો કે એ પાપ (ચીઠી લખનારાઓ) ને માર મારી જલદી બહાર કાઢી મુકો અને કદી હવે મારા દરબારમાં તેમને આવવા દેશો માં અને કોઇ ચીઠી આપે તો પણ તમે હાથમાં લેશોમાં. તેમ અમારી પાસે આવી ચીઠીઓ કદી લાવશો માં ! લાવશો તો તમનેજ શીક્ષા કરીશ.

ચંદ અને હાહુલીરાય તો ચીઠીના જવાબની અને ઘણે દહાડે માલેકનાં દર્શનનો લાભ થશે તેની લાલચમાં જવાબની રાહ જોઇનેજ ઉભા થઇ રહ્યા હતા દર્શનની ધારણા તો તેમની ધુળ મળી અને સંયોગતાનો હુકમ થતાંજ દાસીઓ જવાબ લાવવાને બદલે લાકડીઓ લઈ મહેલાતમાંથી એક પછી એક ઉતરી પડી ને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વીન્યા, બંને જણા ઉપર રંગીત ઘોકલાના પ્રહાર કરવા લાગી.

સુરવીર બંને યોદ્ધાઓ દાસીઓના માર પડવાથી વીસ્મીત થઈ ગયા અને હાહુલીરાય બોલ્યો બારોટ ! જો ! જો !

સમે સમો બળવાન છે, નહીં પુરૂષ બળવાન;
કાબે લુંટી ગોપીયો, એહી અરજુન એહી બાણ.

બારોટ ! એવું આપણું થયું. "**વીનાસકાળે विपरीत बुद्धि**" રાંડવો રાજા પ્રથીરાજ અને તેની પાપીણી સંયોગતા ઝઈ-

આમાં બેસી આ આપણું ફારસ જુવે છે આપણને આ રાંડો મારે છે અને તેં ભડવો જુએ છે અને દાંત કાઢે છે. શરમ ! શરમ ! શરમ ! શું પ્રથીરાજનું થવા બેઠું છે ? શું દીલ્લીના રજપુત રાજ્યની પાયમાલી થવા બેઠી !

આપણા બાણાવળી યોદ્ધાઓએ લડાઈમાં આપણા શરીરપર કદી દુશ્મનોનો માર ખાધો નથી તેને આ જનાનાની કુતરી રાંડોના હાથનો માર ખાવો પડે છે અને તે જોઇ બાયલો પ્રથીરાજ દાંત કાઢે છે અને દાસીઓને આવું નીચ કામ કરતાં વારતો પણ નથી. ધીક્કાર છે પ્રથીરાજને ! અને આપણને ! આ કુલટાઓના મારથી આપણા બળ પરાક્રમ ઉપર પાણી ફરી વળે છે. અબળા એક થપડાકની ગરાગ છે પણ અબળા ઉપર હાથ ઉપાડવો લાજમ નથી. રાજા તેમને વારતો નથી.

ચંદ ! આજથી પ્રથીરાજની ભાગ્ય દેવી રીસાઇ ગઈ એમ તું સમજજે ! આવાં ગુસ્સાનાં હાહુલીરાયનાં વાકય સાંભળી ચંદ માર ખાતો ખાતો વિચારમાં પડયો ! બંને સુરવીરો અપમાન પામી પાછા ફર્યા. પરંતુ દાસીઓયે તેમનો કેડો મુકયો નહીં ! તેઓ તો બરડા ઉપર મારવાજ લાગીયો. હાહુલીરાય ધોકાનો માર બરડા પર પડતો જોઇ, દરવાજાનું કમાડ ઉતારી બરડાપર રાખ્યું જેથી ધોકાઓ કમાડપર પડવા લાગ્યા વીલે મોંઢે ચંદ અને હાહુલીરાય દરવાજા બહાર આવ્યા એટલે દાશીઓ જનાનામાં ચાલી ગઇ.

રાજા પ્રથીની મુઢમતી થવાથી અને અબળા દાશીયોના અપમાનથી હાહુલીરાયને હાડોહાડ વ્યાપી ગઈ તે ચંદ પ્રત્યે બોલ્યો ચંદ! હવે શું જોવાનું બાકી છે! અત્યારથી દીલ્લીનું પાણી મારે તો હરામ છે. આવા વીશયાશકત નીચ બુદ્ધીને પ્રાપ્ત થયેલા રાજાને દીલ્લીની ગાદી પર રાખવો એ હવે આપણને ઉચીત નથી.

પ્રથીરાજનું રાજ્ય સાચવવા, દીલ્લી નગરીના રક્ષણ ખાતર દુશમનોની સાથે ભયંકર યુદ્ધો કરી આપણા સો સામંતો પૈકી ૯૫ પંચાણું મરાયા કયમાસ જેવા ગુણીયલ પ્રધાનને આ મંદ બુદ્ધીના રાજાયે માર્યો છતાં કાંઇ તેને કોઇનો અરેકારો નથી આવા દુષ્ટનો રાજ્ય અમલ દીલ્લીમાં ન રહેવો જોઇયે ! આથી દુશમનનું રાજ્ય સો દરજે સારૂં ! રૈયતને કોઈ દુશમન કે મીત્ર નથી આપણો દેશી રાજા કે પરદેશી રાજા છે તે રૈયતને જોવાનું નથી તે તો જેના

રાજ્ય અમલમાં સુખ મળે તેનેજ પોતાના રાજા કે પરમેશ્વર માને છે ! દેશી રાજા રૈયતનું નખોદ કાઢે તો પછી તેને દેશી રાજા શેનો ગણુવો ? તેને તો દુશમનજ ગણવો જોઇએ ? ભલે પરદેશી રાજા હોય પણુ જો તે રૈયતને પુત્રવત પાળી રામ રાજ્ય ચલાવતો હોય તો તેજ દેશી રાજા ગણાય.

આપણા દેશી રાજા પ્રથીરાજની હવે ભ્રષ્ટ બુદ્ધી થઈ છે. માટે તેને દેશી રાજા હવે ગણુવો નહીં પણુ દુશમન ગણુવો ! આ કરતાં પરદેશી શાહબુદીન ગોરીનું રાજ્ય સો દરજે સારૂં ! ! ચંદ ! હું કાબુલ જાઉં છું શાહબુદીનને સમજાવી દીલ્લી લાવીશ આ પ્રથીરાજના રાજ સુખની પાયમાલી કરાવીશ આ સત્યાનાશણી સંયોગતાના શીર કેશ પકડી મહેલ બહાર કાઢીશ અને આ રાજ્ય શાહાબુદીન ગોરીને અપાવીશ કે રૈયત સુખી થાય ! આ આપણા અપમાનનું વેર જીવતો રહીશ તો હું લઇશ અને પ્રથીરાજને બતાવીશ.

હાહુલીરાયનાં આવાં વાકય સાંભળી ચંદ બોલ્યો રામગુરૂ આવી પહોંચ્યા તેણે પણુ સમજાવ્યો.

પરંતુ અપમાન થવાથી ક્રોધે ભરાયેલ હાહુલીરાયનો ક્રોધ સમ્યો નહીં ને બોલ્યો પ્રજાને માટેજ રાજા છે કાંઇ રાજાને માટે પ્રજા નથી પ્રજાની દાદ સાંભળે તેનું લાલન પાલન કરે ત્યાં સુધી તે રાજા અને ત્યાં સુધીજ રાજ્ય કરવાને લાયક લેખાય છે. આપણે પ્રજાની વતી દાદ લઈ પ્રથીરાજને કહેવા ગયા તે દાદ તો તેણે સાંભળી પણ નહીં અને ઉલટો પ્રહાર મળ્યો રાંડોએ માર્યો ચંદ ! ! તેનો વિચાર કરો હું તો મારો નીશ્ચય હવે છોડવાનો નથી આજ રાત્રીયે દીલ્લી છોડીશ અને દુશમનને જઇને મળીશ અને પ્રજાહીતને માટે પ્રથીરાજનો શત્રુ બનીશ અને અપમાનનું વેર બતાવીશ રાજા અને રાણીના માટે દુશમનોના ખાધેલા ઘા હજી શરીર પરથી રૂઝાયા નથી એટલામાં સંયોગતાએ તે ઘા ઉપર ધોકલા રૂપી રાંડોના હાથથી મીઠાનું પાણી છાંટયું જેથી પ્રથીરાજના રાજયમાં ઉભા રહેવું લાંછન રૂપ છે હું તો એ સંયોગતાના વીષય સુખને વીંખી નાંખીશ તું તો બારોટ છે ભાટભાઇને માન અપમાન શું !

પણ આ અપમાન હું તો બ્રાહ્મણભાઈ છું જેથી મારાથી સહન થવાનું નથી. હું હવે જોઉં છું કે સંયોગતા અને પ્રથીરાજ કેવું

વીષય સુખ ભોગવે છે! ચંદ!! હવે છેલા રામ રામ છે જીવતો રહે તો જો જે કે હાહુલીરાય શું કરે છે!

ચંદ—હાહુલીરાય! તું શું બોલે છે? પ્રથીરાજનું નીમકખાઇ, તેનું બરૂં કરવું એ આપણો ધર્મ નથી પ્રથીરાજના પ્રતાપે આપણે આજ સુધી આનંદ કીધો તેણે આપણા રાજા તરીકે આપણને લાડ લડાવ્યાં તેનો તો જરા સમજુ થઇ ખ્યાલ કર? એ પ્રભુની બુદ્ધી અત્યારે ભ્રષ્ટ થઇ છે તે પાછી સુધરશે! જરા ખામોસ પકડ ઉતાવળ કરવામાં સાર નથી.

ચંદ! તારાં વાક્ય સાચાં છે પ્રથીરાજે આપણને લાડ લડાવ્યાં તો આપણે આપણો દેહ તેને માટે અર્પણ કરી ચુકયા હતા જેથી તેનો ઉપકાર શેનો જે વખતે રાજા જેવો થાય તે વખતે આપણે તેવુંજ થવું જોઇયે પ્રથીરાજ હવે સંયોગતાના પાસમાં પડ્યો છે તે કદી સુધરવાનો નથી માટે તેને શીક્ષા આપી સમજાવવોજ જોઇએ. માટે તારી શીખામણ અત્યારે હવે માનવાનો નથી એમ કહી હાહુલી-રાય છુટો પડી ઘરે ચાલ્યો ગયો.

રાત્રી પડતાં હાહુલીરાય દીલ્હી છોડી કાબુલ તરફ રવાના થયો આ સમાચાર શહેરમાં ફેલાતાં રૈયત સઘળી દીલગીર થઈ સરવ કોઈ વિચાર કરવા લાગ્યાં કે આપણું અને રાજ્યનું હવે શું થશે? શ્રી-મંતો શોકમાં પડી ગયા દીલ્લીનાં માઠાં ભાગ્ય વંચાવા લાગ્યાં લોકોએ પોતાના ધનમાલ ધરતીમાં દાટવા માંડયા રૂપાળી સ્ત્રીયોને લઇ કેટલાક બીજા રાજ્યના આશ્રય તળે જઈ રહેવા લાગ્યા સરવ કોઇ મુખથી બોલવા લાગ્યા કે રજપુતનું રાજ્ય હવે દીલ્લીમાંથી જશે. આવું દીલ્લીની સ્થીતીનું વર્ણન પ્રથીરાજને કાને પહોંચાડવા કોઇ હીંમત ધરી શકયું નહીં. હાહુલીરાયના જવાબથી ચંદ બારોટ અને રામગુરૂ વિચારમાં પડયા. પોતાના રાજાને શી રીતે જાગ્રત કરવો. તેના માટે ચંદને હવે એક ઇલાજ બાકી રહયો હતો તેણે ધાર્યું કે ઉદેપુરના રાણા સમરસીંહ પાસે જાઉં કેમકે પ્રથીરાજ તેનો સાળો છે એમ ધારી રામગુરૂને કહી ચંદ ઉદેપુર રાણા પાસે આવી સઘળી હકીકત નીવેદન કરી કરૂણા જનક ચીતાર બતાવ્યો સાંભળતાં રાણો ગળગળો બની ગયો. સાળાને માટે હૃદયમાં ઉંડી અસર થઈ ચંદે લશ્કર લઇ દીલ્લી આવવા વીનવ્યા. બારોટ જાઓ હું આવું છું.

# પ્રકરણ ૧૫ મુ.

## શાહની ચડાઈ, દીલ્લીનો વિચીત્ર દેખાવ, સમરસીંહ રાણાનું દીલ્લી બચાવવા આવવું.



ચંદ બારોટ ઉદેપુર રાણા સમરસીંહને મળી તેમની આજ્ઞા લઇ દીલ્લી આવ્યો.

આ બાજુ લુણહરામી હાહુલીરાય, દીલ્લીથી નીકળી કાબુલ આવ્યો ગોરીશાહને મળ્યો દીલ્લી ચડાઇ લઈ આવવા વીનંતી કરી, ૭ વખત શાહ નાશીપાશ થઇ પાછો ફરેલો જેથી દીલ્લી જવા હીંમત કરી નહીં હાહુલીરાયે ઘણા ઘણા પ્રકારે સમજાવ્યો દીલ્લીનો હાલનો ચાલતો સઘળો પ્રથીરાજનો હેવાલ સમજાવ્યો અને આ વખત દીલ્લી જીતાડી આપીશ એવી હાહુલીરાયે પ્રતીજ્ઞા કરી એટલે શાહબુદીન લડાઈ લઇ જવાની હા પાડી લશ્કરની ભરતી કરવા માંડી અને રજપુતોના જેવી લડાઈની રીત પોતાના લશ્કરને શીખવવા લશ્કરનો ઉપરી હાહુલીરાયને બનાવ્યો. હાહુલીરાયના હાથથી તાલીમ શીખાવવી શરૂ કરી.

શાહબુદીન મહાન વિચીક્ષણ, ચતુર, તેમ ડાહયો હતો પ્રથીરાજના ફુટેલ માણસ હાહુલીરાયને ફોસલાવી પોતા પાસે માન પાન આપી રાખ્યો અને જોત જોતામાં ૩૦ હજાર હડહડતા ગાજીનું લશ્કર, કે જે ગાજીયો મરતાં સુધી પીઠ બતાવે નહીં તેવા લશ્કરનો જબરો જમાવ કરી સાથે હાહુલીરાયને લઈ શાહે ગીજની છોડયું. કારણ કે તેને દીલ્લીનું રાજ્ય કરવાની જબરી લાલચ હતી તેથી આ સમય મળેલો જોઈ રાજી થયો. અને દીલ્લી તરફ પ્રયાણ કર્યું મેલાણ મેલાણે હાહુલીરાયને પાસે રાખી વિચાર કરતો અને પોતાના મનનું સમાધાન થયે આગળ મજલ કરતો કેમકે દગાથી તે ડરતો હતો.

હવે દીલ્લી તરફ નીહાળ કરીયે તો તમામ રૈયત બીતીમાં આવી પડી હતી સઘળાઓના હ્રદયમાં દીલ્લીનું હવે શું થશે ? હાહુલીરાય

ફુટ્યો જેથી ચોક્સ પ્રથીરાજનું રાજ્ય જશે આવી દીલ્હી અને આસ આસના રજપુત રાજ્યોમાં અફવા ફેલાઇ.

શાહ દીલ્હીનું રાજ્ય પ્રાપ્ત કરશે દીલ્હીની લાંબા સમયની હીંદવાઇ રજપુત રાજગાદી જશે. એવા વિચાર કરતા હતા તેવામાં હાહુલીરાય શાહને મોટા લશ્કર સાથે લઇને આવે છે એવા સમાચાર સંભળાયા જેથી વધારે ફીકરમાં પડવા લાગ્યા. શ્રીમંતો અન્ય રાજ્યમાં રહેવા જવા લાગ્યા. જોત જોતામાં અરધી દીલ્હી ઉજડ થઇ ગઇ વેપાર અને રોજગાર પડી ભાગ્યો પરંતુ વીષયી પ્રથીરાજે પ્રજાની ખાંખાવીંખીની કશી દરકાર કરી નહીં.

માત્ર સંયોગતાની પ્રીતી આસવનાં પાન, ધાતુ પુષ્ટીનાં ભોજનો અને કામને વધારનાર ઉપચારોમાંજ લીન થઇ રહ્યો હતો. સ્ત્રીઓ શીવાય કોઈ પ્રથીરાજના મુખ દર્શનનો લાભ લઈ શકતું નહોતું. બાણાવળી અને સુરવીર ગણાતો પ્રથીરાજ, ત્રીયા રાજમાં પુરો ફસાયો આવી અધોગતી દીલ્હીની થવા છતાં પ્રથીરાજ હજી જાગ્રત થતો નથી.

શાહ દીલ્હી તરફ આગળ ધસતો આવતો સાંભળી મેવાડનો રાણો સમરસીંહ તેર હજાર સુરા રજપુતોને લઇ દીલ્લીનો બચાવ કરવા ચંદબારોટને આપેલ વચન મુજબ દીલ્લી આવી પાદર ઉભો રહ્યો પણ સમરસીંહ જેવા બનેવી આવ્યાની ખબર કોણ પ્રથીરાજને આપે? જે કોઈ ખબર આપવા જાય તેને સંયોગતાની દાશીયો અધવચથી જવાબ આપી પાછા વાળે!

ત્રણ દીવસ સુધી સમરસીંહ રાણો તંબુ નાંખી બહાર પડ્યો પણ કોઈ સામૈયું કરી તેડવા આવ્યું નહીં છેવટે ચંદબારોટે સમરસીંહ મહારાજને જાહેર કર્યું કે આપના પધારવાની ખબર તમારા સાળાને કાને પહોંચીજ નથી. માટે પ્રથીરાજના કાન ઉઘડે તેમ કરવા જરૂર છે કેમકે રૈયત બધી નાસી જાય છે દીલ્લીનું સરવસ લુંટાઇ જાય છે. કોઈ કોઇનું અત્યારે ધણી ધોરી નથી સરવ કોઇ મુડે મારી પાવૈની માફક વર્તવા લાગ્યા છે. માટે આપ નામદાર વીષયી સાળાના આમંત્રણની પરવા રાખ્યા શીવાયજ આપ જઇને મળો હવે બીજો ઓરીયો રહ્યો નથી. શાહ ઓચીંતો આવી દીલ્લીને મારશે ને સુરવીર ગણાતો ચહુવાણ રાજા હાથ હાથણીના સંગમથી શીકારીઓના હાથ સપડાય તેમ શાહના હાથથી સપડાશે.

બારોટનાં વચન સાંભળતાં સમરસીંહે ઉંડો નીસાસો નાંખ્યો બારોટજી ! ! ભાવી પ્રબળ છે. સંયોગતાયે મોહ પાસમાં સાળાને સપડાવ્યો છે. અરે સંયોગતા ! ! તું રજપુતાણીના નામને લાંછન લગાડવા શા માટે જનમી ? હોય વહેવાર સુખ દરેક રજપુતાણીઓ ભોગવે છે ! પણ તેં તો હદ વાળી દીધી ? રમણીય દીલ્લી નગરીનું ભવીષ્ય બારોટજી ! ! એ કલીયુગની માહાકાળી આવતાં બગડયું છે હું જાતે જવા કરતાં મારા માનસુકી પોપટને ચીઠી આપી મોકલું છું. એ પોપટ બડો ચતુર છે. પ્રથીરાજને હાથો હાથ ચીઠી આપશે એમ કહી ચીઠી લખી પોપટને આકાશ મારગે શીખામણ આપી મોકલ્યો.

પોપટ ચાંચમાં ચીઠી લઇ ઉડયો અને આકાશ મારગે સંયોગતાના મહેલમાં દાખલ થયો ત્યાં જુવે છે તો રાજા રાણીને હોજમાં જળ ક્રીડા કરતાં જોયા જેથી પોપટ ઝરૂખાપર બેસી રહ્યો થોડીવારે સંયોગતા હોજમાંથી નીકળે કાંઠે વસ્ત્ર બદલવા લાગી આ સમય જોઇ પોપટ ઝુરૂખામાંથી ઉડી ચાંચમાંની ચીઠી પ્રથીરાજના હાથમાં મુકી રાણી દુર હતી જેથી પ્રથીરાજે ચીઠી વાંચી વાંચતાંજ વીષય ભોગીને વીષય તૃપ્ત થયે જેવું જ્ઞાન આવે છે તેવું જ્ઞાન પ્રથીરાજને આવ્યું તેની મુખાક્રતી ફરી ગઇ સ્વામીનો ચહેરો ફરી ગયેલો જોઈ ચતુર સંયોગતા સમજી ગઈ વખત વરતી ગઇ અને સ્વામીની અનુકુળતાનાં વચનો બોલવા લાગી.

જીવનહાર ! ! શું વિચારમાં પડયા છો ? કેમ ચહેરો ઉદાસ થઇ ગયો ! પ્રીયા ! ! કાંઈજ નહીં આજે બે ત્રણ દીવસથી મારા બનેવી રાણા સમરસીંહ માહારાજ અહીં દીલ્લી પધાર્યા છે અને બહાર તંબુ નાંખી રહ્યા છે. છતાં મને કોઇયે હજી સુધી ખબર પણ આપી નથી શું અઘટીત ! કેવી શરમ ? એમ બોલતાં બોલતાં પ્રથીરાજ ક્રોધમાં આવી ગયો ! સીંહનું બચ્ચું ગમે તેવી રીતે ગોંધી રાખ્યું હોય તો પણ આકાશમાં મેઘગર્જના થતાં સામી ગર્જના કરેજ તેમ ચીઠી વાંચતાં પ્રથીરાજ, પોતાના મુળ સ્વરૂપમાં આવી ગયો. આહો ! ! વીષય ભોગે મને કઇ સ્થીતીમાં આણી મુકયો ? હું કોણ ? પ્રથીરાજ શબ્દ વેંધી બાણાવળી ! અરે ! સંયોગતા ! ! તારા સ્પર્શથી મારી આ શું સ્થીતી થઈ ? સંયોગતા ! તેં મારૂં અને રાજ્યનું સત્યાનાશ વાળી દીધું ! સમરસીંહ જેવા શૈવઅંશી

સુર્યવંશી રાણુનો મેં કદી અનાદર કરેલો નહીં તેનો મેં ત્રણ ત્રણ દીવસથી અનાદર કર્યો ! હવે સંયોગતા તારા સુખની હદ વળી ! હું કાંઇ ન જાણી શક્યો.

જેવું વીષય ભોગથી છેવટ ભરથરીને જ્ઞાન મળ્યું તેવું આ વખત પ્રથીરાજને જ્ઞાન પ્રાપ્ત થયું ગુસ્સામાંને ગુસ્સામાં વસ્ત્ર પહેરી એકદમ ત્રણ વરસે જનાના બહાર નીકળ્યો અને મોટી સ્વારીના ઠાઠથી બનેવીને શહેરમાં લાવવા હુકમ કર્યો જોત જોતામાં સ્વારી તૈયાર થઇ અને પોતે બનેવીને તેડવા દીલ્હી બહાર નીકળ્યો.

રૈયત ઘણી મુદતે પોતાના રાજાનાં દર્શન થવાથી ખુશી થઈ પ્રથીરાજ ઉપર પુષ્પ વૃષ્ટી કરવા લાગી રૈયત આનંદમાં આવી પણ તે આનંદ ચાર દીવસના ચાંદરણા જેવોજ હતો.

સમરસીંહને પુજનીક ગણી પ્રથીરાજ આવી પગે પડયો સમર સીંહે પોતાનો ધર્મ જાણી પ્રથમ પ્રથીરાજને કેટલોક ઠપકો આપ્યો પણ હવે ઠપકાનો વખત રહ્યો નહોતો કેમકે શાહની સ્વારી દીલ્હીથી થોડાજ માઇલ દુર આવી રહી હતી જેથી ઠપકાને બાજુ પર મુકી શું કરવુ તેની ગોઠવણ કરવાના વિચારમાં સાળો બનેવી પડયા શાહની સામે લડવાની તૈયારી કરવા માંડી રાજ્યની અવ્યવસ્થા, વસ્તીનો ઘટાડો અને શાહબુદીન આવવાની વાત સંયોગતાના જાણવામાં આવતાં તેને પણ ઘણોજ પશ્ચાતાપ થયો. હવે દીલ્હી રાજ્યનું શું થશે તેનો વિચાર સયોગતાના હ્રદયમાં પણ આવ્યો જેથી પોતાના કામ વીષયને ધીક્કારવા લાગી. ભાવી બીના અગાઉથી ભય દેખાડે છે તેમ સંયોગતાને પણ ભય પ્રાપ્ત થયો રાજ્ય મહેલમાં ચીકાર ભરેલ વીષય વૈભવનાં સાધનો તેને અંગાર સમાન દેખાવા લાગ્યાં તેનુ ચીત ઉદાસવૃતીમાંજ રહેવા લાગ્યું તે પ્રથીરાજને કહેવા લાગી કે પ્રાણનાથ ! થનાર વાત કદી માથ્યા થતી નથી મારે તમો ! તમારે હું ! એવી રીતે આપણે ત્રણ વરસ એકાંતના આનંદમાં કાઢ્યાં જેનું આ પરીણામ આવ્યું. સ્વામીનાથ ! ! આપણું હવે શું થશે ? તેની મને કાંઇ ગમ પડતી નથી આ મારૂં રૂપ લાવણ્યતા અને વીષય સુખમાં અંગાર ઉઠો. મેં પાપણીયે કશો ભવીષ્ય વિચાર કર્યો નહીં. હું જયચં દની પુત્રી ! મારા રજપુતાણીના નામને વીષયમાં મદાંધ બની લાંછન આપ્યું હું દીલ્હીની દેવી મહાકાળી પ્રજામાં લેખાઇ શાથી કે

મારા હરણમાં અસખ્ય બાહાદુર યોદ્ધાઓ મારે માટે પ્રાણ આપી રેણુ ભુમીમાં પડયા ! ! આવી રીતે પ્રથીરાજને સબોધવા લાગી અને જ્યારે જ્યારે પ્રથીરાજ મળે ત્યારે ત્યારે, યુદ્ધમાં બાહાદુરી કરવા ઉસ્કેરવા લાગી.

વળી પટરાણી ઇચ્છનકુમારી પાસે જઈ ચરણમાં પડી આંસુ ઢાળવા લાગી બા ! આપ મોટાં છો ! આમાં મારો દોષ નથી. રાજની વ્યવસ્થા રાખવી એ કામ કાંઇ આપણું નથી. એતો પ્રાણ પતીનું છે તેઓ મારાપર એટલા બધા મોહીત થઈ ગયા હતા કે મારાથી ક્ષણભર જુદા પડતા નહોતા તેમ મને અજ્ઞાતને ભાવીનું ભાન જરા પણ ન રહ્યું કે હું તેમને છુટા કરૂં. અરેરે ! ! બા ! ! પ્રજાનું અને આપણું હવે શું થશે ? શાહ, મોટું લશ્કર લઇને આવે છે. અને સાથે આપણો લુણહરામી હાહુલીરાય બ્રાહ્મણ છે. " ઘર ફુટે ઘર જાય " એ કહેવત પ્રમાણે બનશે તો આ રંગ મહેલમાં જ્યાં આપણા જેવી રાજબાળાનો વાસ હતો ત્યાં શાહની બીબીયો વાસ કરી રહેશે. હિંદવાઈ રાજ જશે અને શાહની દુવાઈ દીલ્લીમાં ફરશે. અને આ હતભાગી સંયોગતા કારણ રૂપ લેખાશે. બા ! ! આ દોષ અભાગણી સંયોગતાને કાયમનો ભોગવવો પડશે. મારો પાપણીનો જન્મ શા :માટે આ દુનીયામાં થયો હશે ! આ કાળી ટીલી લેવાજ કે ?

સંયોગતાનો બળાપો સાંભળી મહારાણી ઇચ્છનકુમારીયે તેને બહુ બહુ સમજાવી ધીરજ આપી પણ સંયોગતાને ઘણુંજ લાગી આવ્યું પણ એ સઘળું હવે "રાંડયા પછીના ડાહાપણવાળું લેખાયું" માહારાણીને ખાતરી હતી કે સ્વામી આ વખતના યુદ્ધમાં જીતવાના નથી શાથી કે સઘળા સામંતો સંયોગતાના હરણમાં મરાઈ ગયા હતા બે ચાર બાકી રહ્યા છે કે તેથી વીજય થાય તેમ નથી માટે યુદ્ધની શરૂઆત થતાં આપણે સઘળી બેનોએ મળી, એવો નીશ્ચય કર્યો કે ભાવીમાં શાહને હાથે સપડાયા કરતાં સતીત્વ પદને સ્વીકારી સ્વર્ગમાં સીધાવવું. સંયોગતા ઈચ્છિનકુમારી પદ્માવતી વીગેરે સઘળાં આ નીશ્ચયપર આવ્યાં.

આવી રીતે જનાનામાં વીષય સુખને વીખેરી અનીષ્ટના વિચાર રૂપ વાદળ ઘેરાયું ત્યારે આજુ બાજુ પ્રથીરાજ અને સમરસીંહ

તરફ નીચા કરીયે તો તેઓ શાહ સામે લડવાનો નીશ્ચય કરી. હિંદુસ્તાનના સઘળા રાજાઓને મદદમાં આવવાની અને દીલ્હીને શાહના હાથમાં જતી બચાવવાની વીનંતી કરી.

પ્રથીરાજ અને સમરસીંહનાં આમંત્રણ સ્વીકારી જ્યાં જ્યાં ખબર પડી ત્યાં ત્યાંથી બનતી ત્વરાયે દીલ્હી આવી હાજર થવા લાગ્યા જોત જોતામાં રજપુતોનું અસંખ્ય દળ દીલ્હીમાં દેખાયું પરંતુ દળમાં ખરા સુરવીરોની ખોટ હતી કેમકે સંયોગતા મહાકાળીને આણુતાં ઘણા સુરવીરો કામ આવી ગયા હતા જેથી સાધારણ બળવાળા આ વખત પ્રથીરાજના લશ્કરમાં આવી હાજર થયા હતા.

આવા સૌર્યહીણ લશ્કરની જમાવટ જોઇ રાણા સમરસીંહ દીલગીર થયા રજપુતોનું ભવીષ્ય ભરાઇ રહ્યું એવો નીસાસો નાંખ્યો રાણા સમરસીંહે પોતાના કલ્યાણ કુંવરને પોતાની સાથે લડાઇમાં સામેલ રાખ્યો છેવટે પ્રથીરાજ સઘળાની સમંતી મળતાં શાહ સામે લડવા નીકળ્યો અને કાગળ નદીપર કુરૂક્ષેત્રમાં પડાવ નાંખવા નીશ્ચય કર્યો નીકળ્યા અગાઉ પ્રથીરાજ સંયોગતાની રજા લેવા ગયો. પ્રથીરાજને ભાળતાંજ સંયોગતાને રંડાયાનો ભાસ થયો કેમકે તેની ખાતરી હતી કે સ્વામીનાથ મરતાં સુધી પાછા હઠનાર નથી. આ વખત સંયોગતા મહારાણી ઇચ્છનકુમારી પાસે હતી. ઇચ્છનકુમારીએ યુદ્ધમાં જવાની આજ્ઞા આપતાં કહ્યું કે માહારાજ !! આપને રજા આપતાં અમો સઘળી રાણીયો ખાતરી આપીયે છીયે કે અપસરાઓ વરમાળ પહેરાવા આપને લોભાવે ત્યાર પહેલાંજ તમારી પાસે આવવા અમો સઘળીયો અત્યારથીજ તૈયાર થઇ રહીયે છીયે કેમકે જ્યાં પ્રાણનાથાા ત્યાંજ પ્રીયા શોભે ?

કાંઇ પણ બોલ્યા ચાલ્યા વીના ક્ષીણમુખે ભારે પગવાળો પ્રથીરાજ રંગમહેલને છેલ્લા રામરામ કરી મહેલાત બહાર નીકળ્યો. ફક્ત નીકળતાં એટલુંજ બોલ્યો કે સતીયો ! રજપુતાણીના નામને કલંકીત નહીં કરતાં દીપાવજો કે તમારો દાખલો ભવીષ્યની રજપુતાણીયો પણ અંગીકાર કરે ! હું હવે દુનીયામાં તમારો છેલ્લો મેળાપ કરી જાઉં છું પરમાત્મા વીજય કરશે તો હું આવીશ નહીં તો આ છેલ્લા રામ રામ માની સ્વર્ગમાં તુરત મળજો. કદી મારા પહેલાં જાઓ તો મારી રાહ જોજો પણ અગાઉથી જજો એ વધારે

સારૂં છે એમ બોલતાંજ મહેલ બાહાર નીકળી લશ્કરમાં આવી ઉભો રહ્યો લશ્કરે, હર હર માહાદેવ હર ! ના ઉચ્ચારની ત્રણ ગર્જના કરી દીલ્લીથી કુચ કરી.

પ્રથીરાજના સો સામંત સરદારો પૈકી ફકત ત્રણ સરદારજ રહ્યા હતા જેઓ ચહુવાણ પ્રથીરાજને પડખે રહ્યા આ ત્રણમાં એક ભાટ ચંદ, બીજો રામગુરૂ પુરોહીત, ત્રીજો ચામુંડરાય પ્રથીરાજનો સાળો.

આ ચામુંડરાયને પ્રથીરાજે બેડીઓ પહેરાવેલી હોવાથી ચામું-ડરાય આવી હાજર થયો પણ તેણે સમરસીંહ આગળ આવી કહ્યું કે રાજન ! ! લોઢું હાથમાં ઝાલવાના મેં સોગંદ ખાધા છે જેથી તમારી સાથે યુદ્ધમાં આવીશ તો પણ શું કામનો છું? માટે મને તો બંધીખાનામાંજ રહેવા દયો ? સમરસીંહ ચામુંડરાયના બળ પરાક્-મને જાણુતા હતા જેથી કહ્યું ચામુંડરાય આ વખત જુની વાત વીસારી દયો ? સમય વિચારો ! ! પ્રથીરાજના કૃત્ય સામું જોવાનું નથી પણ આખા ભરતખંડના રાજ્યોના બચાવની વાત વિચારો આ લડાઈમાં પ્રથીરાજ હાર્યો તો સઘળા રજપુતો હાર્યા સમજજો તમારા જેવા બાણાવળી સુરવીર ને દેવીના ઉપાસક છતાં રજપુતોની હાર થશે તો તમારા નામને પણ દોષ લાગશે માટે મળ રહીત સુદ્ધ મનથી દીલ્લીના રક્ષણુ માટે મારી સાથેજ ચાલો. રાણાજી ! ! લોઢું પકડવું નહીં એ મારી પ્રતીજ્ઞાનો હું ભંગ નહીં કરૂં. હું લડાઈમાં ફળા વીનાનું લોઢું વાપરીશ એમ કહી ચામુંડરાય યુદ્ધમાં સામીલ થયો પ્રથીરાજ સામંતો રહીત હોવાથી હિંમત હારી ગયો છતાં પરાણે ઉછરંગ ધરી કાગળ નદીને કાંઠે પાણીપતના મેદાનમાં પડાવ નાંખી રહ્યો. જ્યાં પુર્વે દ્રૌપદીયે પાંડવ કૌરવનું અઢાર ક્ષોણી દળ કપાવ્યું હતું તે સ્થળે મોરચો નાંખ્યો એ પણ સંયોગતા મહાકાળીના ખપ્પરનુંજ સ્થળ માનવાનું છે.

શાહ પણ સામે કાંઠે પડાવ નાંખી પડયો યુદ્ધની શરૂવાત થઈ.



# પ્રકરણ ૧૬ મું.

## પ્રથીરાજ અને શાહબુદીનની છેલી લડાઇ.



શાહ અને પ્રથીરાજના લશ્કરના યુદ્ધની શરૂવાત થઇ. પહેલા દીવસના યુદ્ધમાં ગુજરાતના ઇલિદુર્ગવાળા પઢીહાર રાજાએ શાહના લશ્કર સામે મોટું પરાક્રમ કર્યું પઢીયારના હલ્લાને મહા મુશીબતે મુસલમાને ટકાવી શકયા. છતાં પઢીહારને પાછળ રજપુતોની પુરતી મદદ નહીં મળી શકવાથી દીવસ આથમતાં પહેલા દીવસના યુદ્ધમાં પઢીહાર રાજા મરાયો અને રાત્રી પડતાં શાહના લશ્કરમાં જીતનાં વાજાં વગાડી લડાઈ બંધ રહી.

રાત્રે સમરસીંહ અને પ્રથીરાજે પોતાના માણસોનો હીસાબ કાઢયો તો અરધું લશ્કર એક દીવસની અંદર કપાઈ ગયલું જણાયું. જેથી બીજા દીવસનું યુદ્ધનું અધીપત્ય સમરસીંહ માહારાજે પોતે લીધું આખી રાત્રી જુદા જુદા રાજાઓને બોલાવી લડવાની કળાઓ બતાવી હિંમત આપી પ્રથીરાજે હિંદુઓના વીજય માટે કાળીકાને બળીદાન આપવા નજીકમાં કાળીકાનું દેરૂં હતું ત્યાં ચંદને રાત્રે મોકલ્યો જ્યાં ચંદ મંદીરમાં દાખલ થતાં દેવીનાં મંદીરનાં કમાડ બંધ થઈ ગયાં જેથી ચંદ ત્યાંજ રહ્યો જ્યાં ચંદે પ્રથીરાજ રાસો લખવા માંડયો.

બીજે દીવસે પ્રભાત થતાં સમરસીંહ માહારાજે યુદ્ધ શરૂ કરી રણ ગજાવી મુકયુ મધ્યાન થતાં હજારો મુસલમાન કપાયા આખર નીચ હાહુલીરાયે સમરસીંહનો વીજય થશે એમ ધારી તાતારખાનને કહ્યું તેના હદયમા તારૂં ભાલું માર ! નહીં તો તું પળવારમાં હવે મરણને શરણ થઈ જઈશ. હાહુલીરાયની સલાહ માની તાતારખાંએ ભાલું ઉગામી સમરસીંહના હદયમાં માર્યું ભાલું આર પાર ભેદી જવાથી લોહીની ધારા છૂટી પીતાને તાતારખાંએ જખમી કરવાથી કલ્યાણ કુંવરે એક તીર તાતારખાનને માર્યું. જે લાગતાં તાતારખાન હાથી ઉપરથી ઉછળી જમીનપર પડયો આ બાજુ કલ્યાણ કુંવર

પીતાને અટકણ આપી બેઠો એવામાં ઝનુની મુસલમાને આવી પાછળથી કલ્યાણ કુંવરનું માથું તરવારથી કાપી નાંખ્યું.

આવી રીતે પીતા પુત્રના એકી વખતે મરણથી પ્રથીરાજના લશ્કરમાં હાહાકાર વ્યાપી રહ્યો. સરવ સૈન્ય વીજયની આશા છોડી બેઠી સાંજરે લડાઈ બંધ થઇ.

ત્રીજે દીવસેસવારે બચેલા રજપુત અને પ્રથીરાજે કેસરીયાં કરી લડાઈમાં ઉતરવાનો નીશ્ચય કર્યો. પ્રભાત થતાં લડાઇ શરૂ થઇ શાહ અને હાહુલીરાય રજપુતો સામા લડવા ઉભા રહ્યા. હાહુલીરાયને સામો ઉભેલો જોઇ પ્રથીરાજ ગુસ્સે ભરાયો અને હાહુલીરાય પ્રત્યે બોલ્યો ! હે નીચ લુણહરામી બ્રાહ્મણ ! ! તારા જેવા અધમ અને પાપીનો જન્મ તારી જણેતાયે શા માટે આ દુનીયામાં આપ્યો ? તેં મારૂં પોતાનું જ નહી. પણ આખા રજપુતાણાનું બુરૂં કર્યું છે. તારી બ્રાહ્મણ જાતના સદ્દવિચાર કદી દુનીયામાં હોયજ નહી. ! "માગવું અને ભગવવું" એજ તારો ધર્મ છે. જગદ્દગુરૂ શંકરાચાર્ય ભગવાને કહ્યું છું કે. ॥ **नहीं नहीं विप्रा, राजयोगा, भिक्षायोगा पुनः पुनः** ॥ એ શંકરાચાર્ય ભગવાનનું વાકય તેં સાચું કર્યુ છે.

હિંદવાઈ રજપુત રાજ્ય તોડવાની કાળીટીલી તારે માથે જ નહીં પણ આખી તારી જાતને માટે આજથી કાયમ રહેશે ? તારી બ્રાહ્મણ કોમની બુદ્ધિ કદી સારી હોય જ નહીં ? અધમ ! ! પ્રથીરાજ જેવા અન્નદાતાનું સત્યાનાશ વાળવામાં કશો વિચાર ન કર્યો ? તારૂં કાળું મોઢુ લઈ મારી સામે લડવા ઉભો છું. ધીક્કાર તને મારા લુણને હરામ કરનાર સામે લડવા મારો ધરમ નથી. તું સામેથી દુર ખસ. હુ શાહને મારો હાથ બતાવું છું. આવાં તીરસ્કારનાં વાકય કહેતાં ચામુડરાયે પ્રથીરાજને વાર્યો. છેવટે ચંદબારોટના પુત્રને લડાઈમાં તેના સામે ઉતરી પડવા પ્રથીરાજે હુકમ કર્યો. ને ચામુંડરાયને કહ્યું કે. તમો આ લડાઈમાં એક તીરનો ઉપયોગ કરવાના છો. માટે તે તીર પેલા દુષ્ટ હાહુલીરાયપર ચલાવો અને એ દુષ્ટને હમેશને માટે મારી આંખ આગળથી દુર કરો. માહારાજ ! ! મારા તીરનો ઉપયોગ તે દુષ્ટ ચાકર ઉપર કરવા કરતાં શાહ ઉપર કરવા આજ્ઞા આપો. કે " માધીયો મુવો ને ગોઠડી પરવારી "

એ કહેવત મુજબ શાહને હણતાં સઘળું લશ્કર વીખરાઈ જશે અને આપ વીજય મેળવી દીલ્લી જશો. ચાંમુંડરાયનું વચન પ્રથીરાજે માન્યું નહીં. કેમકે " **विनाश काळे विपरीत बुद्धि** " એ કહેવત અનુસાર પ્રથીરાજને સુબુદ્ધિ સુઝી નહીં. હાહુલીરાય ઉપર જ બાણુ ફેંકવા હુકમ આપ્યો લાચારીયે ચામુંડરાયે તેમ કર્યું. ચોથું લાગતાં હાહુલીરાય ઉછળી પડયો. શાહે હાહુલીરાયને મરણુ પામેલો જોઈ. પોતાનું બાણુ ચામુંડરાયપર ફેંકયું કે. ચામુંડરાય પણુ શાહના બાણુથી સ્વર્ગે સીધાવ્યો. આવી રીતે હાહુલીરાય અને ચામુંડરાય સાથે મરાવાથી ભયંકર લડાઇ જામી. રજપુતો મરણીયા થઇને લડવા લાગ્યા. ધરા બધી લોહીના કાદવવાળી થઈ ગઈ. પ્રથીરાજ ખરેખર સુરવીરતામાં આવી ઘુમવા લાગ્યો. ચંદબારોટનો દીકરો પ્રથીરાજની તેનાતમાં હતો. રાજા પ્રથીરાજ વીર રસમાં ઘેલો થઇ રણુસંગ્રામમાં ઘુમતો હતો તેટલામાં શાહ બરાબર સામો દેખાયો એટલે બારોટના પુત્ર સામે શાહ ઉભો છે તે બતાવ્યું કે પ્રથીરાજ મહારાજ આપની કબાન ખેંચો આપનું પ્રતાપી બાણુ વ્યર્થ જશે નહીં. અને માતાજીના પ્રતાપે હિંદનું રાજ્યરૂપી ડુબતું નાવ તરીને બચી જશે. નાનાં બારોટનાં વચન સાંભળી પ્રથીરાજે શાહના સામું જોયું અને પોતાની: કબાન પર તીર ચડાવ્યું ને ક્રોધાવેશમાં કબાન ખેંચી.

પરંતુ શાહની જબરી આવરદાના સંજોગે અને રજપુત રાજ્યોના હતભાગ્યના પ્રભાવે પ્રથીરાજની કબાન ભાંગી ગઇ અને કબાનની તાંત ટુટી ગઇ. આવો બનાવ બનવાથી પ્રથીરાજ શીકરમાં પડી ગયો ને રણુસંગ્રામમાં સબવત્ થઈ ઉભો રહ્યો. બારોટનો પુત્ર પણુ નીરાશ થઈ ગયો અને બોલ્યો ?

દીન પલટયો, પલટીઘડી, પલટી હથ કબાન;
પીથલ એહી પારખું, દીન પલટો ચહુવાન.

ચહુવાણુ રાજ્યનો દીવસ પલટયો. નહીં તો પ્રથીરાજની કબાન કદી ટુટે નહીં " ભાવી પ્રબળ છે " માણુસ માત્રના મદની અવધી છે. અર્જુન સર્વત્ર જય કરી આવ્યો તેનું ગાંડીવ ધનુષ્ય કદી પાછું ફરતું નહીં એ માફક પ્રથીરાજનું બન્યું. પ્રથીરાજ અફસોસ કરી બોલ્યો મારો દાહાડો ઉતરતો છે. આજથી મારા તેજનો પ્રતાપી સૂર્ય પશ્ચીમ ક્ષીતીજમાં અસ્ત પામ્યો છે હવે મારે

શોક કરવાનું કાંઇ કારણ નથી. આ પ્રથ્વી કોઇની થઈ નથી. તેમ થવાની પણ નથી. તો પછી મારી તે ક્યાં સુધી રહે. રામ, રાવણ, અને પાંડવો; માંન્ધાતા, જેવાઓ પણ પ્રથ્વી છોડી ચાલ્યા ગયા. કાળ જેવાઓને પણ પોતાનો કોળીયો કરી ગયો. તો પછી પ્રથીરાજની શી વીશાત? હવે તો વીર મીત્રો મારી સનમુખ સ્વર્ગના પગથીયા ઉપર ચડ્યા છે. તો મારે પણ તેમની પાછળ પહોંચવું. દીલ્લીનું રાજ્ય તજી હવે સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત કરવું હવે ભાંગેલી કબાનનો ઉપયોગ કરવો વ્યર્થ છે. હવે તો કેડે લટકાવેલી શમશેરથી લડવું અને સાથે જેટલાને લેવાય તેટલાને સ્વર્ગમાં લેવા. એમ ધારી સમશેરથી રણસંગ્રામમાં ધુમવા માંડ્યું. શાહબુદીન તેની સામે આવ્યો ઉભય વચ્ચે મહા ભયંકર યુદ્ધ થયું. રજપુતો ઘટી ગયા જેથી ઝાઝા આગળ થોડાનું શું ગજું? તો પણ રણઘેલા રજપુતો ઘાસ કાપે તેમ મુસલમાનોની કાપણી કરવા લાગ્યા.

આખર યુદ્ધમાં આવેલા સઘળા રજપુતો કપાઇ ગયા. ચહુવાણ વંસનો કુળદીપક, વીલાસીયોનો શીરોમણી, અને દીલ્હીની ગાદીને રંડાપો આપનાર છેલ્લો રજપુત રાજા હસ્તીનાપુરની ગાદીનો હતભાગી પ્રથુ અસ્તાચળને પામ્યો.



# પ્રકરણ ૧૭ મું.

## દીલ્લીનો હતભાગ્ય દેખાવ.



જે દીલ્લીની નોવેલ્સ શરૂઆતમાં ઇંદ્રની નગરી સમાન દીપતી હતી જ્યાં ધર્મના દેવાલયો હિંદુ ધર્મની જાહોજલાલી ભોગવતાં હતાં. પ્રથીરાજ ચોહાણનું રજપુત રાજ્ય પૂર્ણ ચંદ્રની માફક પ્રકાશી રહ્યું હતું તેજ દીલ્લી આજે રજપુતરાજ્યને માટે હતભાગી બની પોતાનો રાજા પ્રથીરાજ વિષયલંપટમાં રાજકાજથી વીહીન રહી જનાનામાં કેદી માફક રહ્યો હતો ! જે શહેરમાં અનેક તરેહના હુન્નર ઉદ્યોગો ખીલી રહ્યા હતા આખા હિંદના વ્યાપારનું મુખ્ય મથક આ દીલ્લી શહેર હતું રજપુતોની અસંખ્ય વસ્તી શહેરમાં નીવાસ કરી રહી હતી. સઘળા શુરા રજપુતો વિષય લંપટ પ્રથીરાજની બેદરકારીના ભોગ બની રણ સંગ્રામમાં પોતાનું જાતી અભીમાનનું ગૌરવ બતાવી છેવટની પથારીએ પડયા હતા શુરો પ્રથીરાજ પણ શાહને સ્વાધીન થયો.

આ માઠા સમાચાર દીલ્લી શહેરમાં આવતાં આખા શહેરમાં હાહાકાર વ્યાપી રહ્યો સૌએ જાણ્યું કે શાહાબુદીનનો વિજય થયો. હવે કોઈ રજપુત દીલ્લીનું રક્ષણ કરવા રહ્યો નથી સઘળાઓ પ્રમાદી રાજાના પ્રતાપે માહાકાળી સંયોગતાના ખપ્પરમા ભરખાયા છે શુરી રજપુતાણીઓ શુરના આવેશમાં આવી જે અંબે જે અંબેના ઉચ્ચાર કરતી ખુલ્લા કેશ મુકી કપાળમાં કંકુની આરચાઓ કરી પોતાના પતીનાં શબો લેવા યુદ્ધની જગ્યા તરફ રવાના થવા લાગીઓ સ્થળે સ્થળે જે અંબેના ઉચ્ચારજ અબળાઓના મુખથી ઉચરાતા હતા શોક અને ભય શહેરમાં પથરાઈ રહેલો હતો પ્રજાને પોતાનું ભાન રહ્યુ નહોતું કે હવે આપણું શું થશે સર્વ કોઇ નાશ ભાગ કરવા લાગ્યાં જે બજાર ચોરાશી ચૌટાની એક કાળે સુંદર શોભતી હતી તે આજે હડતાળ રૂપ ભયંકર દેખાવા લાગી દીલ્લીનું નુર પ્રથીરાજની હાર થવાથી ઉડી ગયું લોકોએ તો દીલ્લીની પડતીમાં ચીન્હ સંયો-

ગતાના હરણ વર્ણનથીજ માની લીધાં હતાં જેથી શ્રીમંત વેપારી ઓએ દીલ્લીમાંથી પોતાની માલ મીલકત ખસેડી અન્ય રજપુતરાજ્યમાં નીવાસ કરવા માંડયો હતો.

આજે દીલ્લી નગરી રડા કુટના અવાજ અને જોગણીઓના આભાસ રૂપી પીશાચપુરી બની !! શાહે લડાઇના મેદાનમાં શાન્તા પકડી એક અઠવાડીઆ સુધી કોઈ પણ રજપુતાણી પોતાના પતીનું શબ લઇ સતી થતી હોય તો તેને મુસલમાંની લશ્કરે કોઇપણ જાતની અટકાયત કે હરકત કરવી નહીં એવો ઢંઢેરો દીલ્લી શહેરમાં ફેરવાવ્યો હતો અને રૈયતને ધીરજ આપી હતી કે પ્રજાના જાનમાલનું રક્ષણ કરવામાં આવશે જેઓને રજપુત ધર્મ સ્વીકારી પોતાના પતી પાછળ સતી થવું હોય તેવીજ રજપુતાણીઓને શહેનશાહ તરફથી ધર્મની આડખીલ કરવામાં આવશે નહીં જે ઢંઢેરાથી પ્રજા શાન્ત થઈ હજારો રજપુતાણીઓ લડાઇના મેદાન તરફ દોડીયો પોતાના પતીનાં શબો લેઇ દીલ્લીના પાદરે આવી જમના નદીના વિશાળ પટમાં લાકડાની ચીતાઓ ખડકી બળી મરવા લાગી અને દરેક સતીઓ પોતાના પવિત્ર પ્રાણ! વિના અપરાધે ગુમાવતાં સંયોગતાને દોષ દેવા લાગી નાનાં નાનાં બાળકોની ચીસો અને બરાડાથી આખું દીલ્લી શહેર ભયંકર ભાસવા લાગ્યું.

હવે આ બાજુ પ્રથીરાજના જનાના તરફ નજર કરીએ તો આખો રાજ્ય મહેલ વિલાસમાં પ્રકાશી રહ્યો હતો તે અંધકાર રૂપ દેખાવા લાગ્યો હજારો દાસીઓ અને ઇચ્છનકુમારી આદી રાણી અને મહા-રાણીઓ સઘળીઓ પોતાના પ્રાણનાથના અશુભ સમાચાર સાંભળી હવે કોઇ સામંત કે રાજા દીલ્લીમાં આવી શકે તેમ નથી કેમકે સઘળાઓ ખપી ગયા છે શાહની આણનો ઢંઢેરો તેના જાસુસોએ આવી દીલ્લીમાં ફેરવ્યો છે એ ખબર કાને પડતાં રાજમહેલની અંદર ચીતાઓ ખડકી જનાનાની રાણીઓ અને તેમની રાજ્ય ભકત દાસીઓ એકી વખતે રાજ્ય મહેલ સળગાવી કાયમને માટે દીલ્લી પોતાના જનાનાના નિવાસનો ત્યાગ કરી પરમાત્માના હજુરમાં ચાલતી થઈ તેઓને દહેશત હતી કે શાહ જો આપણે જીવતી રહીશું તો પોતાના કબજે લેશે જેથી સઘળી અબળાઓએ પોતાના પ્રાણનું બળીદાન આપ્યું હતું.

આ બળીદાનમાં કનોજ જયચંદ મહારાજની લાડવાઇ પુત્રી સંયોગતા જેને દીલ્હીની દેવીરૂપે અને કળીયુગની માહાકાળી રૂપે આ નોવેલની અધિષ્ઠાતા આપણે ગણીએ છીએ, તેણે શુરા પ્રથીરાજ જેવાને વિષયમાં મોહાંધ બનાવી દીનદશાનું ભાન ભુલાવ્યું હતું અને યોદ્ધાઓના પ્રાણ પોતાના હરણ નીમીત કરાવ્યા હતા તે સંયુક્તા આજે જાણે જુદીજ દુનિયામાં એકલીજ ઉભી રહી છે અને પોતાનું જાતિભાન ભૂલી પોતાની રજપુતાણી જાતીને કાયમની કાળી ટીલી આપી તેના અફસોસમાં જે અંએ જે અંબેના ઉચ્ચાર કરી પુર્ણ પશ્ચાતાપ સાથે ખડકેલી ચેહમાં સુતી.



# પ્રકરણ ૧૮ મું.

**શાહબુદ્દીન ગોરીનું દીલ્લીમાં આવવું અને મુસલમાની રાજ્ય સ્થાપી પોતાના ગુલામ કુતબુદ્દીનને દીલ્લીનું રાજ્ય સોપવું.**



આ શાણો શાહબુદીન પોતાનો વિજ્ય થયા પછી આઠ દીવસ સુધી લડાઇના મેદાનમાં નિવાસ કરી રહ્યો અને ઘાયલ થએલા પોતાના માણસોને પાટાપીંડી કરી સારવારમાં રોકાયો આઠ દીવસ થયા બાદ શાહે પોતાના લશ્કર સાથે દીલ્લી તરફ કુચ કરી દીલ્લીના પાદરે આવી પડાવ નાંખ્યો જે દીલ્લી શહેરમાં એક વખત પોતે પ્રથીરાજનો કેદી બની રાજ કેદી તરીકે રહ્યો હતો તેજ શહેરનો આજે પોતે માલીક થએલો જાણી ખુદાનો મહાન આભાર માનવા લાગ્યો પોતે કેદી થઇ રહેલો હતો તે વખતે દીલ્લી શહેરની જાહોજલાલી રજપુતોની રજપુતાવટ અને તેમની સત્યતા દયાની વૃત્તી અને ધર્મ રક્ષણની અડગટેક શાહે જોઈ હતી. તેજ શહેર આજે તેણે બીહામણા રૂપમાં જોયું પોતે પોતાના સમજુ સુભટો સાથે રાજ્ય મહેલનો કબજો લેવા શહેરમાં દાખલ થયો પગલે પગલે ખુદાની બંદગી કરતો સમજુ શાહ પ્રથીરાજની રાજ્ય મહેલાતની દેવડી પાસે આવ્યો શહેરનું નીરીક્ષણ કરતાં પ્રજાની રાજ્યભકતી જોઇ શાહને ઘણું લાગી આવ્યું પોતે જાણતો હતો કે હવે મને પાયતખ્ત લેતાં કોઇ અટકાયત કરી શકે તેમ નથી છતાં પોતે જાગૃત રહી રાજ્ય મહેલાતમાં દાખલ થયો પરંતુ ત્યાં તેને કોઈ અટકાવનાર રહ્યુંજ નહોતું ડેલીના ચોકીવાનોએ પણ પોતાના પ્રાણ ત્યાગ કર્યા હતા રાજ્ય મહેલમાં સ્થળે સ્થળે મુડદાંઓ પડેલાં હતાં શાહાબુદીન બાદશાહે રજપુતોનાં મડદાંને કોઇ પણ જાતની ધર્મ ભ્રષ્ટતા નહીં કરવા અને પ્રજાનો પ્યાર મેળવવા ખાતર પોતાના લશ્કરને હુકમ કર્યો હતો કે કોઇએ કોઇ પણ જાતનું તોફાન કરવું નહીં જનાનામાં પડેલ મડદાઓને શાહે હિંદુઓને બોલાવી તેમના હાથથી અગ્ની સંસ્કાર કરવાને છુટ આપી અને જોઇતું ખરચ શાહ તરફથી લેઇ જવું એવી વ્યવસ્થા કરી શાહ રાજ્ય મહેલમાં દાખલ થયો જ્યાં કેટલીક દાસીઓનાં મડદાં અર્ધદગ્ધ સ્થીતીનાં

જોયાં તે સઘળાંઓને શાબુ શાહાબુદીને પોતાના હૃદયની દયાળુ લાગણીથી પ્રજાને સંતોષ આપી તેને જમનામાં હિંદુઓનાં હાથથીજ અગ્નિ સંસ્કાર કરાવ્યાં. જનાનામાં જઈ જુએછે તો તમામ રાણીઓ એક ચિતામાંજ સળગી ગએલી જોઇ શાહને ઘણુંજ લાગી આવ્યું પોતે પણ એક શુરોજ હતો તે બંને દીનોને માન આપતો હતો તેથી ભાવી ઉપર હાથ મુકી શાહ પાછો વળ્યો સઘળા શહેરમાં ફરી શહેરની અંધાધુંધી જોઈ દીલગીર થયો અને પાછો પોતાના મુકામ પર આવ્યો, ત્રીજે દીવસ ભવ્ય દરબાર ભરવા ઢંઢેરો ફેરવ્યો અને તે વખને દીલ્લીના તમામ પ્રજાના આગેવાનોને અને હયાત રહેલા સરદારોને હાજર થવા હુકમ કર્યો.

ત્રીજે દીવસ થતાં દરબાર ભરાયો રજપુત રાજ્યનું પાય તખ્ત જ્યાં રજપુતરાજા ગાદી ઉપર બેસતા હતા તે પાયતખ્ત પર શાહબુદ્દીન આવી બેઠો પ્રજા સઘળી આવી હાજર થઈ પ્રજાએ નજરાણો શાહને ધર્યો અને કહ્યું કે અમો ગાદીનેજ સલામ ભરીએ છીએ આપ આરંભેલા કામ અને ખંતથી છ વખત દીલ્લી પર ચડાઈ કરી આવ્યા આખર ખુદાએ આ રાજ્ય પ્રાપ્ત કરાવ્યું અમારો પ્રજાનો ધર્મ ગાદીનેજ સલામ કરવી એજ અમો માનીએ છીએ આપ ભલે ખુશીથી પાય તખ્ત પર બેસો પરંતુ અમારા ધર્મનું રક્ષણ કરી આપ અમને પુત્રવત્ પાળો એજ અરજ છે અમો હિંદુ પ્રજા ગરીબ અને સ્વામી ભક્ત છીએ. માટે સ્વામી તરીકે આપ અમને લાલન પાલનમાં ઉછેરશો એવી આશા છે. જે રાજા પ્રજાનું પાલન કરે છે અને તેના સુખ દુઃખની હાજતો પુરી પાડે છે તેજ રાજા ચિરાયુ-કાળ આ ગાદી ઉપર રાજ્ય અમલ કરે છે એવું અમો ઈતિહાસથી જાણી શકીએ છીએ. અમારા રાજા અનંગપાળ મહારાજે અરણ્ય નિવાસી થઈ પોતાની દીકરીના દીકરા પૃથીરાજ મહારાજને આ ગાદીના અધિષ્ટાતા બનાવ્યા હતા જે આધારે તુંવર રાજ્ય ફીટી ચૌહાણ રાજ્ય સ્થપાયું અમારો રાજા પૃથીરાજ શુરો અને મોજ વિલાસી હતો જેમાં પણ તેણે મદાંધબની પોતાના નાના અનંગપાલ કે જેણે તેને ગાદી આપી હતી તેની સામે પણ પૃથુરાજે યુદ્ધ કર્યું હતું એ એણે હિંદુ ધર્મનો વિરોધ કરવાથી જ પરમાત્માએ તેનું આ ફળ આપ્યું છે કનોજ રાજા જયચંદની પુત્રી સંયોગતા એ ખરેખર ખપ્પર જોગણીનો અવતાર જ હતો અને તે રજપુત રાજ્યનો

લય કરવા ઋષિના શ્રાપથી અવતરી હતી એવું આ ગાદીનું ભવિષ્ય પ્રધાન કેમાષની સ્ત્રી સતી થતાં તે વખતે અમે સતીના મુખ વાક્યથી સાંભળ્યું હતું અને તે ભવિષ્ય ખરૂં પડેલું અત્યાર સુધી અમે જોતા આવ્યા છીએ આપ સુખેથી પાયતખ્ત ઉપર બીરાજો પરંતુ રાજા પ્રજાના ધર્મ આપ શાહ હોવાથી પાળશો આપના અધિકારીઓ પ્રજાના પર જુલમ ન કરે તે સબંધમાં આપ વખતો વખત દેખરેખ રાખશો તો આપ અને આપના વંશજો દીર્ઘકાળ આ ગાદી ઉપર સ્થાઇ રહેશો અને એવો જ અમો આશીર્વાદ આપીએ છીએ પ્રજાનાં આવાં શુદ્ધ અંતઃકરણની ભાવનાનાં વચનો સાંભળી શાહનું હૃદય ભરાઈ આવ્યું તે ડાહ્યો અને વિચારશીલ હતો તે જાણતો હતો કે દીલ્લીની પ્રજા પોતાના શાસ્ત્ર ધર્મને પાળે છે તેથી તેમને છેડવાથી હાથ આવેલું રાજ્ય હું ગુમાવીશ માટે તેમની ઇચ્છાનુ સાર વર્ત્તન ચલાવવા શાહે પ્રજાને વચન આપ્યું અને પોતે બોલ્યો મારી રાજ્ય ભક્ત પ્રજા દ્રઢ આગ્રહથી મનુષ્યો ધારે તે કરી શકે છે મને લાંબા કાળથી હિંદનું રાજ્ય મેળવવા ઇચ્છા હતી અને તે ઇચ્છાને માટે હું છ છ વખત મોટી ખુવારી ભોગવી નીરાશ થઇ ચાલ્યો ગયો હતો પરંતુ આ વખત તમારા વિષયાસક્ત રાજાની બેદરકારી અને પ્રજા તરફનો અભાવ જોઈ જ હું ફતેહ મેળવી શકયો છું હું દીલ્લીમાં મારૂં ગીજનીનુ રાજ્ય છોડી રાજ્ય કરવા અને સ્થાઈ રહેવા માગતો નથી પરંતુ હું તમને પુર્ણ સંતોષ આપવા આ ગાદી પર મારા હાથથી એવો શાહ બેસારી આપીશ કે તમે સઘળા તમારા પ્રથીરાજને ભૂલી જશો એમ કહી શાહે પોતાની સાથે લાવેલ પોતાના પ્રાણથી પણ અધિક વહાલા પોતાના ગુલામ કુતબુદ્દીનને પુત્ર તુલ્ય માનતો હતો તેને પોતાના નામથી દીલ્લીના પાયતખ્ત ઉપર બેસાડી પ્રજાને જાહેરકર્યું કે આ ગુલામ કુતબુદ્દીન એજ તમારા અનંગપાળનો ખરો પુત્ર છે જે અનંગપાલ મહારાજા એક વખત આ ગાદી ઉપર હતા તે વખતે તેમની અણુમાનીતી રાણીને પુત્ર જન્મ થતાં અનંગપાળને ખબર નહીં પડે તેવી રીતે માનીતી રાણીએ તે કુંવર છીનાવી જંગલમાં પામરી વીંટાળી મોકલાવ્યો હતો ઇશ્વર કૃપાએ ત્યાં કોઈ રમતા સાધુ નીકળતાં તે કુંવરને સાથે ઉપાડી લીધો અનંગપાળને ખબર નહોતી કે મારી કોઇપણ રાણીને પ્રજા છે તેથી તેણે વૈરાગ્યવૃત્તિ ધારણ કરી પ્રથીરાજને દીલ્લીનું રાજ્ય આપી પોતે અરણ્યમાં નિવાસ કરી રહ્યો અરણ્યમાં આ કુવર મોટો થતાં પોતાના ગુરૂ સાથે સદ-

રહુ પામરી ઓઢી એક સમયે અનંગપાળ પાસે ભીક્ષા માગવા આવી ઉભો રહ્યો અનંગપાલને તે બાળક સાધુ જોતાં કુદરતી વાતસલ્ય પ્રેમ ઉત્પન્ન થયો અને સાધુને કહ્યું મહારાજ આ બાળ યોગી કોણ છે ત્યારે સાધુએ સત્ય હકીકત કહી કે આજથી બાર વરસ ઉપર દીલ્હીના પાદર મેદાનમાંથી આ બાળક આ પામરી સાથે અમને જડયું છે તેને ઉછેરી મોટું કર્યું છે આ પામરી તેને વીટેલી હતી તે હાલ આ બાળ યોગી ઓઢે છે. એ પામરીમાં અનંગપાળ એવા સોનેરી અક્ષરો વણાએલા હતા તેથી અનંગપાળે જાણ્યું કે આ પામરી મારી પોતાનીજ છે માટે આમાં કાંઈ ભેદ છે પડખે બેઠેલ જોશીએ સામુદ્રીક ચીન્હો જોતાં કહ્યું કે આ કુંવર આપનોજ છે માટે આ બાબત જનાનામાં તપાસ થવો જોઇએ પોતાની પાસે જંગલમાં આવી રહેલી સઘળી રાણીઓને અનંગપાળે પૂછ્યું કે આ શું હકીકત હશે ત્યારે જે અણમાનીતી રાણીએ આ કુંવરનો જન્મ આપ્યો હતો તે રાણીએ હકીકત કહી કે સદરહુ તારીખે મને પુત્ર પ્રસવ થયો હતો પણ માનીતી રાણીએ મારી પાસેથી ઝુંટાવી લેઇ તેની શું વ્યવસ્થા કરી તે હું જાણતી નથી આપ તેમને બોલાવી પૂછો માનીતી રાણીએ પશ્ચાતાપ સાથે પોતાના ગુનાહની કબુલત કરી માફી માગી સઘળી હકીકત નીવેદન કરી કહ્યું કે આ કુંવર આપનોજ હોવો જોઇએ. હકીકત સાંભળતાં અનંગપાળે હાથ ઘસ્યા હવે શું કરવું રાજ્ય પ્રથીરાજને મેં આપી દીધું આ દીલ્હીની ગાદીનો ખરો વારસ છે મારી મૂર્ખાઇનું ફળ આ મારા બાળકને ભોગવવું પડે છે. માટે વૃદ્ધ જોશી આપ મને શું સલાહ આપો છો હવે પૃથીરાજ બળીઓ થઇ પડયો છે એને ગર્વ ચડયો છે તે મારી આજ્ઞા પાળતો નથી ને મારૂં રાજ્ય તે મદાંધપણામાં સ્વચ્છંદે ભોગવી પ્રજાની દરકાર કરતો નથી તેમ મારો બોલાવ્યો પણ આવતો નથી તેમ તેના બળના તેજમાં હું બીજા કોઇનો આશ્રય માગી આ મારા કુંવરને દીલ્હીનું રાજ્ય અપાવવા હવે અશક્ત છું માટે શું ઉપાય કરવો કે આ બાળક દીલ્હીનો રાજા થાય જોશીએ તેની જન્મકુંડળી કાઢી ભવિષ્ય જોયું અને કહ્યું કે આ પુત્ર ચોક્કસ દીલ્હીનો રાજા થશે તેને રજપુત રાજ્યો કોઈ સહાય નહીં આપે પણ ગીજની શાહની પાશે જશે તો તે શાહ તેને મદદ આપશે અને તે મદદવડે તે દીલ્લીનું રાજ્ય પ્રાપ્ત કરશે જોશીના વચન ઉપર ભરોસો આવવાથી તે બાળકના ગુરૂને સઘળી હકીકત જાહેર કરી અને કહ્યું કે પૃથીરાજ

ન જાણે તેમ તમો શાહબુદ્દીનના શરણે જાઓ આ મારો પત્ર હું શાહ ઉપરનો લખી આપું છું તે મ્હોર શિક્કાવાળો મારો પત્ર શાહને આપજો અને આ બાળક તેને સોંપજો નેકી શાહ અવશ્ય મદદ કરી દીલ્લીની ગાદી આ મારા કુંવરને અપાવશે સાધુએ હા પાડવાથી તેને નાણાંની પુષ્કળ મદદ આપી અનંગપાળે ગીજની મોકલ્યો શાહે તેને પોતાના ગુલામ તરીકે પોતાના ધર્મમાં દાખલ કરી રાખ્યો અને દીલ્લીનું રાજ્ય અપાવવા સાધુને વચન આપ્યું એટલે સાધુ અનંગપાળ પાસે આવીને રહ્યો અને અનંગપાળને સઘળી હકીકત જાહેર કરી અનંગપાળ ઘણોજ ખુશી થયો અને બોલ્યો કે રાણીજાયા ને બીબીજાયા એ બંને હું એકજ માનું છું મારા પુત્રે ભલે મુસલમાની ધર્મ સ્વીકાર્યો પરંતુ મારી ગાદી ભોગવશે એટલે હું સંતોષ માનીશ.

અનંગપાળ મહારાજનો તે પત્ર શાહે પોતા પાસે હતો તે વાંચી સંભળાવી કુતબુદ્દીનને પોતાની વતી દીલ્લીનું પાયતખ્ત સોંપી શાહ આનંદ પામ્યો પ્રજા પણ મહાન ખુશી થઇ શાહની નીતીનાં મોંફાટ વખાણ કરવા લાગી અને શાહને સુવર્ણ પુષ્પથી વધાવા માંડ્યો પૃથ્વીરાજના મરણનો અફસોસ પોતાના હૃદયમાંથી તદન ખસી ગયો અને પોતાના મૂળ માલીક અનંગપાળ મહારાજના પુત્ર કુતબુદ્દીનને નિહાળી રૈયતમાં પારાવાર હર્ષ ફેલાઇ ગયો જોત જોતામાં આ હકીકત સઘળા હિંદુસ્તાનના રજપુત રાજ્યોમાં ફેલાઇ ગઇ આ સત્ય હકીકતથી અન્ય રજપુત રાજ્યોનાં મન વ્યગ્ર થયાં હતાં તે શાન્ત થવા લાગ્યાં અને સર્વ કોઇ મારા શાહનાં આ પ્રમાણીકપણાના કામથી વખાણ કરવા લાગ્યાં.

ચંદના રચેલા પ્રથીરાજ રાસામાં છેવટના ભાગમાં લખાયું છે કે પ્રથીરાજ શાહબુદ્દીનની સાથેની લડાઈમાં હાર્યો અને શાહબુદ્દીને તેને કેદ કરી પોતાની સાથે ગીજની તેડી ગયો ત્યાં રાજકેદી તરીકે રાખી તેના ગળામાં સોમણ લોઢાનો તોંસ નાખ્યો, અને આંખ્યોમાં કાચ ફેરવી આંધળો કર્યો, લડાઇની સમાપ્તી થયા પછી ચંદબારોટ દેવીનાં દેવળમાં કમાડ બંધ થઇ જવાથી રહ્યો હતો કમાડ ઉઘડ્યા એટલે બહાર નીકળ્યો અને દીલ્લી આવીને જુવે છે તો બાદશાહી આણ ફરી ગયેલી યુદ્ધની સઘળી હકીકત સાંભળતા ચંદ દીલગીર થયો અને પોતાના રાજાને મળવા સારૂ ગીજની જવા નીકળ્યો

કેટલેક દહાડે ગીજની પહોંચ્યો અને ત્યાં શાહની મુલાકાત કવીરૂપે લીધી શાહના વખાણ કરવાથી શાહ ખુશી થયો અને શીરપાવ આપવા માંડયો ત્યારે તેણે કહ્યું કે આપ જો મારા ઉપર રાજી થયા હોતો મને મારા રાજા પૃથીરાજની મુલાકાત કરવા રજા આપો શાહે હા પાડી અને પોતાના સીપાઈ સાથે ચંદને પૃથીરાજ પાસે મોકલ્યો, જ્યાં પૃથીરાજ બેઠો હતો ત્યાં એક સીપાઇએ આવી કહ્યું કે તમારો ચંદબારોટ તમને મળવા આવ્યો છે ચંદ આવ્યાના શબ્દો કાને પડતા આંધળો પૃથીરાજ હર્ષીત થયો અને પોતાનુ શરીર એટલુ બધુ પ્રફુલીત થયું કે ગળામાં સોમણનુ લોઢુ પડયા છતાં ચંદને મળવા એકદમ ઉભો થયો ચંદ અને પૃથીરાજ મળ્યા પોતાના રાજાની વિષયાશક્તીમાં આવી દુખદાઇ સ્થીતી થયેલી નજરે જોવાથી ચંદ ઘણો જ દીલગીર થયો બે ઘડી સુખ દુઃખની વાતો કરી ચંદે રજા લીધી અને કહ્યું કે હું બીજી વખત આપને મળીશ આપ ચીંતા કરશોમાં આપનું દુઃખ ટાળવા માટે હું શાહને સમજાવીસ અને આપને બંધીખાનેથી મુક્ત કરાવી મારી સાથે તેડી જઇસિ એમ કહી ચંદ ઉઠયો અને પોતાને ઉતારે ગયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે ઓહો વિષ્યાસક્ત મંદાંધ રાજાઓની ઇશ્વિર કેવી ગતી કરે છે. આ બાજુ ચંદ સાથે આવેલા સીપાઇએ શાહને કહ્યું. પૃથીરાજ ચંદને ઉભો થઇ મળ્યો છે શાહે વિચાર કર્યો કે હજી તેનામાં બળ છે. માટે બળહીણ કરવા સારૂ બીજો પચાસ મણ લોઢાનો તોંસ ગળામાં નાખ્યો સીપાઇઓએ આવી બીજુ પચાસ મણ લોઢુ ગળામાં નાખ્યુ એ વખતે પૃથીરાજ દીલગીર થઇ બોલ્યો કે ચંદ મને દુખમાં મુક્ત કરવા આવ્યો છે પણ ઉલટુ પચાસ મણ લોઢું ગળામાં વધારે પડયુ જેથી નસીબ ઉપર અફસોસ કરી બોલ્યો—

વેળા વસે જગ હસે, દોખી પુરે આશ;
ચડ દીયાડા કાંધપેં, સો તેમ પચાસ.

મીત્ર ચંદને મળતાં કદી પચાસ મણ વધારે પડયું તો ખેર!! પણ ચંદને તો મળ્યો! એજ આનંદ છે. ચંદ પણ પચાસ મણ લોઢુ પડયાના સમાચાર મળ્યાથી વધારે દીલગીર થયો અને શાહની પાસે જઈ વિનંતી કરી કે હે. બાદશાહ હું મારા મીત્રને દુખમાંથી મુક્ત કરવા આપની પાસે આવ્યો, આપ જ્યારે મારા ઉપર રાજી

થયા છે તો મારા રાજાને બંધીખાનેથી મુક્ત કરવો જોઇએ પરંતુ તેને બદલે આપે તેના ગળામાં પચાસ મણ લોઢુ વધારે નાંખ્યુ આપ દયાળુ છો આવી રીતે ન થવુ જોઇએ હવે તે આંખે આંધળો થયો છે તેથી આપને તેની શું બીક રહી છે નાહક દુખ આપવું એ આપને શોભતુ નથી. હું તો બારોટ છુ પણ આપના ઉપર પૃથીરાજે દીલ્લીમાં કેટલી દયા રાખી હતી તેનો ખ્યાલ કરો શાહે કહ્યું તેનામાં હજી બળ છે તને મળવા ઉભો થયો માટે બળવાન શત્રુને નરમ પાડવો એ મારી ફરજ છે જેથી જ મેં પચાસ મણ લોઢુ ઉમેરવાનો હુકમ કર્યો છે ચંદે કહ્યું એ શુરવીર અને શબ્દવેંધી બાણાવળી યોદ્ધો છે તે તેનુ બળ કદી જવાનુ નથી એ એટલો બધો બળવાન છે કે એક બાણે સાત લોઢાનાં તવા વીંધી શકે છે. આપે આ તેનો પ્રયોગ જોવા જેવો છે શાહે કહ્યું શું હજી તારો રાજા એટલો બધો બળવાન છે? ચંદે કહ્યું કે હા. આ આપની મહેલાતના સાત માળને લોઢાનું પતરૂ જડાવો અને આપણે બંને જરૂખામાં બેસીએ હેઠે પૃથીરાજને ઉભો રાખો અને તેને તેનુ ધનુષ્યબાણ આપો પછી જોવો કે તે સાતે માળના સાત લોઢાનાં પતરાં વીંધી શકે છેકે કેમ? જેથી આપની ખાતરી થશે શાહે પણ તે વાત કબુલ કરી પરીક્ષા જોવા નક્કી ઠરાવ્યું મહેલાતને લોઢાનાં પતરાં જડાવા માંડ્યા પૃથીરાજને નીમીત ટાઇમે શાહે મહેલ નીચે રજુ કર્યો આ વખતે ચંદે જઈ કહ્યું કે—

### દોહરો.

ચાર વાંસ ચોવીશ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણુ;
એ તેં પર સુલતાન હેં, મત ચુકે ચહુવાણુ.

### છપ્પય.

એહીબાન ચહુવાન, રામ રાવણકું થપ્યો,
એહી બાન ચહુવાન, કરણ અરજુન શીર કપ્યો,
એહી બાન ચહુવાન, ભમર લછમ કર બીંદયો,
એહી બાન ચહુવાન, રામ બાલીનકો સંધ્યો,
સોઈ બાન, આજ તોહી કર ચડયો,
ચંદ બીરદ સચ્ચો ચવે;
ચહુવાન રાન સંભર ધની, મત ચુકે મોટે તવે.

હે, સંભર કેતાં દીલ્લીના ધણી આ બાણે રામે રાવણને માર્યો છે કરણે અરજુન ઉપર કોપ કર્યો હતો તેજ બાણ આજે તારા હાથમાં આવ્યું છે માટે ચાર વાંસ ચોવીસ ગજ અને આઠ આંગળ ઉપર શાહબુદીન બાદશાહ બેઠો છે. તેને મારવાનુ ચુકીશમાં ! હવે હું ઉપર જાવું છુ જેવો બાદશાહ તને લોઢુ ખખડાવી હુકમ કરે કે તરત ખખડાટપર તું તારૂ બાણ ફેંકી તેને ઉડાવી દેજે એટલે હું નીચે આવીશ અને તને મળીશ એમ કહી હિંમત આપી શાહબુદીન પાસે ગયો અને તેને કહ્યું કે આપ હુકમ કરશો એટલે એ બાણ ફેંકી તવા વીંધી નાખશે શાહે કહ્યું કે તું હુકમ કર ચંદ બોલ્યો મહારાજ હું એનો નોકર છુ મારાથી તેના ઉપર હુકમ થાય નહી આપના હુકમપર તે બાણ ફેંકશે શાહે ચંદના કહેવા મુજબ લોઢુ ખખડાવ્યું અવાજ સાંભળતાં જ ટાંપી રહેલ પૃથીરાજે અવાજ ઉપર બાણ માર્યું જે બાણ તવા વીંધી શાહના કપાળમાં લાગ્યું શાહ તુરત મરણ પામ્યો ચંદ નીચે ઉતર્યો અને પૃથીરાજને ધન્યવાદ આપી એક બીજાના ગળામાં તરવારો ફેંકી મલેચ્છોના હાથથી નહિ મરતાં પોતાનાજ હાથથી બંને જણ મરણ પામ્યાં. આવી રીતે ચંદ બારોટ પોતાના રાસામાં લખી ગયો છે પરંતુ તે હકીકત સર્વમાન્ય ન હોવી જોઇએ શાથી કે શાહબુદીન અને પૃથીરાજનુ યુદ્ધ શરૂ થયુ તે વખતે ચંદ યોદ્ધો રણસંગ્રામ છોડી દેવીના દેવળમાં રહે અને ત્યાં કમાડ બંધ થાય અને અંદર સાહી તથા કાગળ વગર પૃથીરાજ રાસાની કાવ્ય બનાવે એ કદી હાલની પ્રજા સંભવિત માને નહી વળી બીજી એક શંકા એ રહે છે કે જે બાણાવળી પૃથીરાજ આંખમાં કાચ ઢળાવી આંધળો થાય અને ખોળીયામાં જીવ વહાલો કરી સોમણ લોઢુ પેરી જીવતો રહે એ કદી બનવા યોગ્ય લેખાય નહી આપે આપઘાત કરી મરણ પામે એ એના આગળના કૃત્યો જોતા જાણી શકાય, માટે સર્વ માન્ય વાત એજ છે કે પૃથીરાજ અને ચંદ ભેગા રહ્યા ત્યાં સુધી પૃથીરાજ રાસાની કાવ્ય પ્રમાણીક લેખાય બાકી પાછળનો ભાગ ઉમેરાએલો હોવો જોઇએ આજથી ચાલીસ વર્ષ ઉપર ઉદેપુરનો એક રાજ્ય કવી બારોટ કાઠીયાવાડમાં ફરવા આવતા પૃથીરાજ રાસાની કાવ્ય એક દરબાર પાસે વાંચતો હતો તે વખતે મારી ઉમર પંદર વર્ષની હતી તેના મુખથી હાથનુ લખેલું પુસ્તક વાંચતા મેં એમ સાંભળ્યુ હતુ કે છેલ્લા શાહ સાથેના યુદ્ધમાં કોઈપણ પૃથીરાજનો સામંત જીવતો રહ્યો નથી ચદ અને તેનો

દીકરો બંને પૃથીરાજ સાથે લડાઇમાં મરણ પામ્યા હતા કુતબુદીન એ અનંગપાળનો ખરો દીકરો હતો જેની હકીકત અમો અગાઉ જણાવી ગયા છીએ તે પ્રમાણે જ સદરહુ બારોટે પોતાના લખેલ ગ્રંથમાંથી વાંચી હતી એથી એ વાતની સીદ્ધતા અમારા હૃદયમાં થવાથી અમે આ ગ્રંથમાં લખી છે માનવુ ન માનવુ તે વાંચકોની મુનસફી ઉપર અમે મુકીએ છીએ છેવટ આ નૉવેલની સમાપ્તી કરતા અમો જે કાળે જે બનવાનુ હોય છે તે બને જાય છે કોટી ઉપાય કરતા અટકતુ નથી તેને માટે નીચેનુ કવિત લખી કલમને વિશ્રાન્તી આપીએ છીએ.

### છપ્પય છંદ.

કહાં શ્રવણ જલ ભરે, કહાં દશરથ સરસંધે;
કહાં રાવણ સીય હરે, કહાં રઘુપતિ દધી બંધે;
કહાં પાંડવ ડગમગે, કહાં કૌરવ પગ મંડે;
કહાં દ્રૌપદી દીન ભરે, કહાં કીચકવૃત્ત ખંડે;
યોં ભવત હોત, ભવતેં બને, કોટી કલપ સુર નર હટે;
કરતાર કલમ ફીર કર ગ્રહે, લખ્યો અંક સો ના મીટે.



પોરબંદરમાં મોટી લુંટ

અખુટ તાકાત આપનારી બાદશાહી

# ટોનીક પીલ્સ.

આ ગોળીયો કુટેવથી ગુમાવલું પુરૂષત્વ પાછું લાવે છે. સ્વપ્નામાં થતો વિર્યપાત અટકાવે છે. તેમજ માથાની ચકરી સાંધાનું કળવું વિગેરેને દુર કરી જઠરાગ્નિને પ્રદિપ્ત કરી શારીરિક ક્રિયાને સતેજ કરે છે કીંમત બાટલી એકનો રૂ. ૧—૦—૦

# દમની ગોળીઓ.

આ ગોળીયો દમથી પિડાતા રોગીયોને એક આશીરવાદ સમાન છે અને તે અમોએ અમારા જાતી અનુભવથી સીધ કરેલ છે. શ્વાસને નરમ પાડી આ ગોળીયો તુરતજ ફાયદો કરે છે.

કીંમત ૧૦૦ ગોળીની બાટલીનો રૂ. ૧-૮-૦

મળવાનું ઠેકાણું:—

**શેઠ. નાનજી પ્રેમજી ગાંધી વર્મા.**

**હોળી ચકલા—પોરબંદર.**

## આ અનાથાશ્રમમાં તમામ હિંદુ કોમના અનાથો છે.

પરોપકાર એજ માનવમાત્રનો જીવનનો હેતુ છે. માણસ પોતા માટે નહિં પણ જગત માટે જીવે છે. આ પ્રકારે જીવનના ઉચ્ચ હેતુને સમજનાર મહાનુભાવોને આ અનાથાશ્રમ પ્રત્યે પોતાની અમીદ્રષ્ટિ નાખવા નમ્ર પ્રાર્થના કરીએ છીએ.

આ આશ્રમમાં બાલ, અબાલ, તેમજ વૃદ્ધ અપંગ, એવા અનાથોને પાળી, તથા એમની શારિરીક, માનસિક અને આત્મિક ઉન્નતિ થઇ તેઓ સદ્ ઉંધમથી નીતિ પૂર્વક પોતાનો નિર્વાહ કરી શકે એવા બનાવવા પ્રયત્ન કરવામાં આવે છે.

અન્નદાન, વિધાદાન, વસ્ત્રદાન તેમજ પ્રાણદાન આપવાના સ્થાન રૂપ આ સંસ્થા આપની સહાયની યાચના કરે છે.

અનાથગ્રહ ઉપરાંત શાળા, દવાખાનું ગૌશાળા, પુસ્તકાલય, વિગેરે આશ્રમમાંજ છે. શાળામાં અનાથોને ગુજરાતી, ઇંગ્રેજી અને સાધારણ રીતે સંસ્કૃત ભાષામાં શિક્ષણ અપાય છે. તે ઉપરાંત ઉધોગ, સંગીત અને નીતી ધર્મનું શિક્ષણ પણ આપવાનો પ્રબંધ કરેલો છે.

### દાન આપવા માટે નિચેની યોજનાઓ બહાર પાડી છે.

૧. રૂ. ૨૫૦) આપનારના નામની ઓરડી બાંધી તે ઉપર દાતાના નામની તખતી ચોઢી દાતાનું નામ અમર કરવામાં આવે છે. અત્યાર સુધીમાં ૫૦ દાતાઓના નામની ઓરડીઓ બંધાઈ તે ઉપર તખતીઓ ચોટાડવામાં આવી છે.

૨. રૂ. ૭) માસીક દાન આપનાર દાતા બાર વર્ષથી મોટી ઉમરના અનાથના પાળક થઈ શકે છે અને રૂ. ૩-૮-૦ માસીક આપનાર એથી નાની ઉમરનાના પાલક પીતા થઇ શકે છે અત્યાર સુધીમાં ૧૮ પાલક પીતા માત્ર છે. શું ભારત વર્ષમાંથી માત્ર એકસો ૧૦૦) પાલક પીતા થઇ અનાથોને પાળનાર નહી મળી શકે ?

૩. રૂ. ૨૦૦) આપનાર દાતાના સ્મરણમાં વર્ષમાં એક દિવસ તે રકમના વ્યાજમાંથી અનાથોને ભોજન અપાય છે.

૪. આશ્રમને એકી વખતે વગર સરતે રૂ. ૧૦૦૦) કે તેથી વધારે દાન આપનાર આશ્રમ કમીટીના સહાયક સભાસદ ગણાશે અને રૂ. ૧૦૦) આપશે તે જીંદગી પર્યંતના સભાસદ ગણાશે અને દર વર્ષે રૂ. ૫) આપે તે સધારણ સભાસદ ગણાય છે.

અનાથ આશ્રમના અંગે આના ફંડ વિગેરે ખુલો પણ રાખેલ છે તથા અન્ય પ્રકારના શરતી દાનો પણ સ્વિકારાય છે વાર્ષિક રીપોર્ટ મંગાવી જુઓ. લખો;-

મંત્રી. હિંદુઅનાથાશ્રમ—નડીયાદ.